:- શકિત ગ્રંથમાળા -:-

વર્ષ પાંચમું

# ભગવતી ભકતનારી




પ્રકાશક :

श्री शक्ति साहित्य मंदिर

स्टेशनरोड,

नडिआद.

॥ श्री माई प्रसन्नास्तु ॥

શક્તિ ગ્રંથમાળા: | વર્ષ પાંચમું

ક્રમાંક ગ્રંથ ૧૪ | પુસ્તક ૨ જું

# :: ભગવતી ભક્તનારી ::

સંપાદક

કેશવલાલ ભવાનીશંકર પંડયા.



શ્રી શક્તિ સાહિત્ય મંદિર—નડિઆદ.

ન્યોચ્છાવર મૂલ્ય

રૂ. ૦—૬—૦ પો. ખ. જુદુ.

પ્રકાશક :

**श्री शक्ति साहित्य मंदिर–नडिआद.**

તરફથી

**કેશવલાલ ભવાનીશંકર પંડયા.**

**સ્ટેશનરોડ, નડિઆદ.**




卐


| | | |
|---|---|---|
| પ્રથમાવૃત્તિ<br>પ્રત ૧૦૦૦ | [સર્વ હક્ક સ્વાધિન] | આસો સુદ ૧<br>સં. ૧૯૯૬ |


卐


મુદ્રક :
કેશવલાલ ભવાનીશંકર
પંડયા.

મુદ્રણસ્થાન :
શ્રી શકિત મુદ્રણાલય,
સ્ટેશનરોડ–નડિઆદ.

# બે બોલ

માની કૃપાથીજ ગ્રંથમાળાના પાંચમા વર્ષનું આ બીજું પુસ્તક માના પ્રિય બાલુડાંના કરકમળમાં અર્પાય છે. પ્રસ્તુત પુસ્તક બહેનો માટે અતિ ઉપયોગી બોધદાયક છે. આ પુસ્તકમાં કેટલીક ભકતનારીનું ચરિત્ર અમુક વર્ષો પહેલાંનું છે અને કેટલીક ભકતનારીનું ચરિત્ર મારા પોતાના જાણુવામાં અને જોવામાં આવેલું છે તેનું છે.

આશા છે કે આ પુસ્તકનું વાંચન અને વિચારણા કરીને એકાદ પણ માઇભગિની તે માર્ગે સંચરશે તો મારો આ પ્રયાસ સફલ ગણાશે.

આ વર્ષના ચાર પુસ્તકોમાં પ્રથમ પુસ્તક શ્રાવણમાં અને બીજુ આ આસોમાં આપેલ છે. બાકીનાં ૩–૪ પોષ તથા મહા માસમાં આપવામાં આવશે. ત્રીજુ પુસ્તક આ બીજા પુસ્તક સાથેજ આપવાનું જાહેર કરેલ હતું, પરંતુ કેટલાક કારણુસર તે બની શકયું નથી તો પ્રેમી ગ્રાહકો તેને માટે ક્ષમા અર્પશે.

ગ્રંથમાળાનું લવાજમ એક રૂપીયામાંથી પો. ખ. ના ચાર આના બાદ જતાં બાકીના બાર આનાના પ્રમાણુમાં તેનું જોઇએ તેટલું વાંચન તો આ ન જ ગણી શકાય, પરંતુ ગ્રંથમાળાના ગ્રાહકોની સંખ્યા ઘણી અલ્પ હોવાથી તેના વાંચન પાનમાં વધારો થઇ શકતો નથી. બીજું કારણુ ગ્રંથમાળાના લવાજમના હિસાબે જે પુસ્તકોની છૂટક કીંમત રાખવી પડે છે તે પણુ આજના સાહિત્ય-વૃદ્ધિના જમાનામાં વધારે પડતીજ ગણાય છે. છતાં માની કૃપાથી તેણે પાંચમા વર્ષમાં પ્રવેશ કરેલ છે.

+

ગ્રંથમાળાના પ્રચાર માટે જે જે માઇબંધુ–ભગિનીઓએ પ્રયાસ કર્યા છે ને કરી રહ્યાં છે તે સર્વનો અત્યંત આભારી છું.

માઇભકત ચરણુરજ

કનિષ્ઠ કેશવના જયશ્રી માઇ

# -:- અનુક્રમ -:-








-:- મંદિરના સેવાભાવી અમદાવાદમાં મુખ્ય પ્રચારક -:-

**પંડયા નર્મદાશંકર મુળશંકર** કાપડીવાડ, રાયપુર.

**શા. સોમચંદ અંબાલાલ ઘડીઆળી** ઢાલનીપોળ, કમાનવાળીપોળ.

# બહેનોને બે બોલ



० માની પૂજા કરવાનો એકલા પુરૂષોનેજ અધિકાર નથી તમો પણ માની પૂજા કરી શકો છો.

० તમારાથી કશું ન બને તો માત્ર એક ઘીનો દીવો કરતાં શીખો. એ દીવોજ તમને બધુ શીખવશે.

० 'ઘરના કામકાજમાંથી કયારે નવરાં પડીએ છીએ?" આ પ્રશ્ન તમારી આળસનો ખોટો બચાવજ કરે છે.

० 'પતિ, ભકિત-પૂજા કરશે અને તેનું અડધુ ફલ પત્નીને મળશે.' તે આશા છોડી દો. તમે જમશો તોજ તમારી ભૂખ શાંત થશે.

० પુરૂષો કરતાં તમારાં હૃદય નમ્ર અને નિર્મળ રહે છે જેથી ભકિત કરવામાં તમને ઘણી અનુકૂળતા થઇ પડશે.

• તમો સાક્ષાત્ ક્ષમા, દયા અને પ્રેમની દૈવી મૂર્તિઓ છો. એ પ્રેમથીજ તમો ભગવતીને મેળવી શકશો.

० ભકિતથી તમારા અંતરમાં, તમારા ગૃહમાં, તમારા કુટુંબમાં સર્વત્ર સ્થળે કોઇ દિવ્ય પ્રકાશ ફેલાશે અને તમારી પ્રજાને પણ તેવા સંસ્કાર પડશે.

० જગદંબાના નામસ્મરણરૂપી સાચો શ્રૃંગાર પહેરી તમારા શરીરને દિવ્ય બનાવો.

० સંસારના વિધવિધ તાપ અને કલેશના સમયે જગદંબાનું નામસ્મરણ તમોને સાચી શાંતિ અર્પશે.

કનિષ્ઠ કેશવ



# પુરુષોને બે બોલ



"જે સ્ત્રીજાતિ તમારા સુખદુઃખની ભાગિયણ છે અને સદાકાળને માટે પોતાનુ સર્વસ્વ તમને અર્પણ કરી રહી છે, તેમને શિક્ષણ આપવા તથા ઉન્નત બનાવવાને તમે શું પ્રયત્ન કરો છો ?"

"જે દેશમાં, જે પ્રજામાં નારી–પૂજા નથી. તે દેશ, તે પ્રજા કોઇ કાળે મહાન કે ઉન્નત થઇ શકે નહિ. નારીરૂપી શકિત–મૂર્તિની અવગણના કરવાથીજ આજે તમારૂં અધઃપતન થયું છે."

"અત્યારે પણ આ દેશની કન્યાઓમાં અને સ્ત્રીઓમાં જેવું સદ્વર્તન, સેવાભાવ, સ્નેહ, દયા, સંતોષ તથા પતિભકિત જોવામાં આવે છે, તેવું પૃથ્વીના બીજા કોઇ ભાગમાં મેં જોયું નથી,"

"એક માત્ર ભારતવર્ષની કન્યાઓને જોવાથીજ આંખો ઠરે છે. તેમનામાં લજ્જા, વિનય આદિ સદ્ગુણો હજી પણ જેવાને તેવાજ રહી શકયા છે. આવાં સરસ સાધનો હોવા છતાં તમે સ્ત્રી જાતિની ઉન્નતિ કરી શકતા નથી !!"

"મહામાયાની સાક્ષાત્ પ્રતિમા જેવી સ્ત્રીજાતિનો તમે ઉદ્ધાર નહિ કરો અને દેવ તુલ્ય ગરીબ વર્ગને જાગૃત નહિ કરો, ત્યાંસુધી તમારા દેશનો ઉદ્ધાર નથી."

"ભારતમાં જે જે ભકત–સ્ત્રીઓ અને આદર્શ નારીઓ થઇ ગઇ છે તે સર્વનાં જીવન ચરિત્રો કન્યાઓની નજર આગળ તરતાં રાખવાં જોઇએ."

સ્વામી **શ્રી** વિવેકાનંદના સદુપદેશમાંથી.



# દેવી લક્ષ્મીનો વાસ



"જે સ્ત્રી માતા પિતા સાસુ સસરા આદિ વડીલોની પૂજા કરે છે અને પતિ ઉપર પ્રેમ રાખે છે તેને ત્યાં મારો વાસ છે."

"જે સ્ત્રી સુંદર વસ્ત્રાલંકારોથી નહિ પણ સદાચારથી પોતાના અંગને શણગારે છે, કંકણથી નહિ પણ દાનથી પોતાના હાથને શોભાવે છે, નવા નવા અભિલાષોને નહિ વધારતાં આત્મસંયમનોજ વધારો કરે છે, સર્વ સાથે સૌજન્યથી વર્તી સલાહસંપથી રહે છે અને સદા મધુર વાણીથી બોલે છે તેને ત્યાં મારો વાસ છે."

"જે સ્ત્રી સદા ઉદ્યોગી, સંતોષી, પ્રસન્નમુખી, મિતાહારી અને મિતાચારી રહીને પોતાના હૃદયને અને શરીરને પવિત્ર રાખે છે, તેને ત્યાં મારો વાસ છે."

"જે સ્ત્રી પોતાની જાતની, બાળબચ્ચાંની, પતિની અને અન્ય કુટુંબીજનોની સંભાળ રાખે છે, બચ્ચાંને પ્રીતિપૂર્વક પોતાનાજ હાથે ઉછેરે છે અને કેળવે છે તેને ત્યાં મારો વાસ છે."

"જે સ્ત્રી સૂર્યોદય પહેલાં ઉઠીને દેહ, વાળ, દાંત અને કપડાંને સ્વચ્છ કરે છે તથા પતિ અને બાળ બચ્ચાંને સુખી રાખે છે તેને ત્યાં મારો વાસ છે."

"જે ગૃહમાં સ્ત્રીનું સન્માન છે, ત્યાં મારો વાસ છે."

"જે ગૃહમાં પ્રાત કાળે પ્રાર્થના થાય છે ત્યાં મારો વાસ છે.

॥ श्री भगवतीये नमः ॥

# * भगवती भक्तनारी *



## ૧–યમુના



ભગવતીની લીલાજ ઘણીજ આશ્ચર્યકારક છે. તેના પર શ્રદ્ધા રાખવાથી તેની સાથે એવો તો ઘાડો સંબંધ બંધાઇ જાય છે કે તેનું વર્ણન વાણીથી થવું અશકય છે. માના યથાર્થ ભકતના અને સંસારીના આચરણમાં મળતાપણું હોતું નથી. માઇભકતો માઇની આજ્ઞા વિના એક પણ પગલું આગળ ચાલતા નથી. ખાવામાં, પીવામાં, હરવા-ફરવામાં વિગેરે જીવનમાં સઘળા કાર્યમાં તેમનું માઇમય વર્તન નજરે પડે છે. નાનાં બાળકો જેમ સર્વદા માબાપની આજ્ઞા મુજબ વર્તે છે, તેમ સરળ વિશ્વાસી માઇ બાળકો માઇ આજ્ઞા પ્રમાણે ચાલે છે. એક બાળક જેવા શ્રદ્ધાળુ બનતાં ભકતોનો સર્વ વ્યવહાર માઇ ચલાવી લે છે. શ્રદ્ધા, એ માઇને મેળવવામાં પ્રથમ પગથીયું છે. શ્રદ્ધા એટલે માત્ર મુખેથી બોલીને બેસી રહેવાપણું નહિ, પરંતુ પોતાનું સર્વસ્વ જીવન માઇને સોંપી દઇને તેના ભરોસેજ બેસી રહેતાં પોતાનો બેડો પાર છે. આવો મનમાં દૃઢ સંકલ્પ

તેનું નામ શ્રદ્ધા. આ કંઇ માત્ર મોઢાની વાતોજ નથી; પરંતુ તદ્દન સત્ય છે. શ્રદ્ધા એ અજ્ઞાની અંધાપો ટાળવા માટે સાચી ઔષધિ છે. આવી શ્રદ્ધા બહારની આંખો બંધ કરવાથી પ્રાપ્ત થાય છે. બહારની આંખો બંધ થાય તોજ અંદરની આંખો ઉઘડે. જો આપણે આંધળા હોત તો વધારે સારૂં થાત. તો કદાચ આપણે શ્રદ્ધાનો આશ્રય લેત.

યમુના શ્રદ્ધાના બળેજ પોતાનું તેમજ પતિનું જીવન ઉજળું કરી શકી હતી. શારીરીક બળ કરતાં શ્રદ્ધાબળ અજબ છે. મહાસતી સાવિત્રીએ પોતાના પતિવ્રતપરના અજબ શ્રદ્ધાના બળેજ મૃત પતિને યમપાશમાંથી છોડાવ્યો હતો, તેમ આ યમુના અર્થાત્ આપણા વર્તમાન યુગની બીજી સાવિત્રી પોતાના પતિને મૃત્યુ પથારીએથી બેઠો કરવા ભાગ્યશાળી બની હતી.

કંસના કેદખાનામાંથી શ્રીબાલકૃષ્ણને માથે મૂકી લેઈ જનાર વાસુદેવને યમુનાએ માર્ગ આપ્યો હતો તેમ આપણી આ યમુના પતિપ્રેમ અને ભગવતી પ્રત્યેની અખંડ શ્રદ્ધા-ભકિતનું અનુકરણ કરવા અન્ય બહેનોને માર્ગ આપે છે.

× × ×

યમુના શ્રીમંત પિતાની પુત્રી હતી. તેનાં માતપિતા એકલાં ચલિત દ્રવ્યથીજ શ્રીમંત નહોતાં; પરંતુ અચલિત ધન કે જે કોઇ કાળે ન ચોરાય કે ન ખૂટે તેવી ભગવતી ભકિતનું સાચું ધન તેનાથી પણ પોતાની શ્રીમંતાઇ શોભાવતાં હતાં યમુનાનાં માતપિતા બંગાળ પ્રાંતના

કલકત્તાનાં વતની હતાં. બંગાળ એટલે શકિતભકિતથી ભરપૂર પ્રાંત. વંશપરંપરાથી ચાલતી આવતી ભગવતીના ભકિત રંગમાં યમુના પણ બાલ્યવયમાંજ રંગાઈ ચૂકી હતી.

યમુના બાલા મટીને યૌવના બની. તેનાં માતપિતાએ પોતાની સમોવડીયા લક્ષાધિપતિના પુત્ર સાથે યમુનાનું લગ્ન કરી નાખ્યું. યમુના કલકત્તામાંજ પતિગૃહે આવી. પિતાને ત્યાં જેવો માની ભકિતનો પ્રવાહ વહેતો હતો તેવોજ પતિગૃહે પણ ભકિત નદીનો પ્રવાહ વહી રહ્યો હતો. દૂધમાં સાકર ભળી. દંપતિ માઈભકિતમાં રંગાયેલાં હોવાથી તેમના દિવસો આનંદમાં જવા લાગ્યા, પરંતુ માને કંઇ જુદીજ લીલા કરવી હશે જેથી યમુનાનો પતિ થોડાજ દિવસો બાદ જીવલેણ જ્વરના સકંજામાં સપડાયો. દિવસે દિવસે બીમારી વધવા લાગી અને આખા ગૃહમાં ચિંતા ફેલાઇ ગઈ. ડોકટરી ઇલાજો પણ થઇ ચૂકયા. યમુનાના સાસરીયાં ને માતપિતાએ પણ યમુનાના પતિ માટે ભગવતી કાલિકાને અનેક પ્રકારે કાલાવાલા કરી જોયા, છતાં પણ કંઇ ફેર ન પડયો.

પ્રાર્થના એ એક મોટું હથિયાર છે. મનુષ્ય શ્રદ્ધા અને વિશ્વાસથી આ હથિયાર ચલાવી શકે તો સૃષ્ટિમાં કોઈને કષ્ટ ન પડે. દુનિયામાં માણસ દુઃખના હાથથી છુટી શકતો નથી તેનું મૂળ કારણ અવિશ્વાસ જ છે. મનુષ્ય પ્રાર્થના કરે છે ખરો પણ પૂર્ણ વિશ્વાસથી નહિ; અને

તેથીજ સંસારનું દુઃખ દૂર થતું નથી. દુન્યવી રંગમાં રંગાયેલા માનવોનાં હૃદય કોમળ હોતાં નથી. જેનાં હૃદયનો કોમળભાવ નાશ પામેલો છે તેઓ જોઇએ તેવી હાર્દિક પ્રાર્થના કદાપિ કાળે પણ નહિ કરી શકે.

યમુના આર્ય અબળા હતી, સ્ત્રીનું સૌભાગ્યધન પતિ છે તે ધનને સાચવવાનું તેણે ભગવતી પર છોડી દીધું. તેના હૃદયમાં અજબ, અખૂટ શ્રદ્ધાનો ભંડાર ભરેલોજ હતો. છેવટના સમયે તેણીએ સાયંકાળે ઘરમાંના મહાકાલિના મંદિરમાં જઇ માની સન્મુખ બેસીને આર્તવાણીથી પ્રાર્થના કરી કે, "હે મા કાલિ! તું સર્વસ્વ જાણે છે, પછી મારે કશું કહેવાપણું રહેતુંજ નથી; છતાં પણ તારી આ દીન બાળા આજે તારી પાસે એક ભિક્ષા માગે છે. મા! તારી હું બીજી શી બાધા રાખી શકું? તને શું અર્પણ કરી શકું? કારણ તુંજ સર્વની કર્તા છે, પછી તને અર્પવા જેવું મારી પાસે બીજું શું છે? આ હૃદય તે તો તને પ્રથમથીજ અર્પાઇ ચૂક્યું છે, બોલ મા બોલ!" યમુનાનો કંઠ ભરાયો તેણી મૌન રહી ને સજળ નયને મા સમું નિહાળી રહી. થોડી વાર પછી જાણે તેના હૃદયમાં કંઇ પ્રેરણા થઇ હોય તેથી પાછી બોલવા લાગી; "મા કાલિ! જો તું મારા પતિને જીવાડશે તો હું મારા ઘરથી તે તારા કાલિઘાટના મંદિર સુધી દરેક ત્રણ ત્રણ પગલે પૃથ્વીપર લોટતી લોટતી આવી તારી પૂજા કરીશ." મૃત્યુના દુઃખથી રીબાતા હિંદુ પતિની પત્નીની આ પ્રાર્થના થઈ ચૂકી.

પ્રાર્થના કરીને યમુના પતિ પાસે આવી. માએ તેની પ્રાર્થના સાંભળેલી હોવાથી તુરત તેના પતિનું દરદ ઓછું થઇ ગયું ને પ્રાતઃકાળે તો તે તદ્દન સ્વસ્થ થઈ ગયો. મૃત્યુના મુખમાંથી બચાવનાર પોતાની પત્નીના હૃદયની પ્રાર્થના અને તેણે લીધેલ કપરી બાધા તે જાણતાં તેનો પતિ હર્ષઘેલો બની ગયો. પતિને સુખી જોતાં કઇ પત્નીના હૃદયમાં આનંદ ન થાય ! ઘરમાં ને કુટુંબમાં સર્વ સ્થળે આનંદ આનંદ થઇ રહ્યો, પરંતુ થોડીવાર પછી યમુનાની પ્રતિજ્ઞા સર્વના જાણવામાં આવતાં સર્વના હૃદયમાં સહેજ ગ્લાની સાથે આશ્ચર્ય ઉત્પન્ન થયું કે, "યમુના એક મોટા કુટુંબની હિંદુ લલના છે, બહારના કોઇએ તેના પગની પાની સુદ્ધાં જોઈ નથી, તેમ કદી પગે ચાલીને કયાંય તે ગઇ નથી, હવે તો તેને માત્ર ચાલવાનુંજ નથી; પરંતુ લક્ષાધિપતીની પુત્રીને અને લક્ષાધિપતીની પુત્રવધુને પોતાના સુકુમાર શરીરે સડકના કાંકરાપર આળોટવાનું પણ છે."

યમુના પોતની પ્રતિજ્ઞા ફેરવે તેમ નહોતી. બાકી આજે આપણે ઘણાને તેવી પ્રતિજ્ઞા ફેરવતાં જોઈએ છીએ. કોઇએ કારણસર માની બાધા રાખી હોય ને પછીથી તેઓ સહજમાં ફેરવી નાખે છે. ઘીની રાખી હોય તો તેના બદલે બીજા કશાની રાખે. પ્રથમ ચા દેવીની રાખી હોય પરંતુ પછીથી બાધા કરવાનો સમય લંબાતો હોય ને ભોગજોગે કંઇ કારણ મળે તો ચાના બદલે બીજા કશાની બાધા

રાખે ને આ દેવીને સ્વીકારી લે. એટલુંજ નહિ પરંતુ ઘણે સ્થળે એમ પણ બને છે કે જેણે બાધા રાખી હોય તે પૂર્ણ પણ નથી કરતાં ને બીજાને કરવી પડે છે. આવો વ્યવહાર બહેનોમાં ખાસ કરીને વધુ જોવામાં આવે છે. બાધા—એટલે એક રમત જેવી વસ્તુજ જ્યાં ગણાતી હોય ત્યાં પછી ભગવતી કયાંથી ભલું કરે! સ્વાર્થ સમયે સૌ કોઇ "આભ જૈસી રોટી ચડાઉંગા" તેમ બોલી નાખે છે.

× × ×

યમુનાની પ્રતિજ્ઞા આકરી હતી છતાં પણ તે કરવા તૈયાર થઇ. બીજી રાત્રીના બે વાગે તેણી સડકપર આવી પહોંચી. કાલિઘાટ દૂર છે અને પોતાના શરીરની નિર્બળતા તેણી જાણતી હતી કે મોડેથી નીકળવાથી ધારેલા સમયે પહોંચી શકાશે નહિ જેથી તે આટલી અંધાર રાત્રીએ વહેલી જવા નીકળી હતી.

દરેક ત્રીજે પગલે યમુના પૃથ્વીપર લોટતી લોટતી આગળ ચાલી. લૂગડાં ધૂળથી મલિન થવા લાગ્યાં, તેની કંચન જેવી ઉજ્જવલ કાયાપર ધૂળ લાગી. વારંવાર સડક પર આળટતે આળટતે જવાથી સવાર પડી ગઇ. સડક પર મ્યુનિસિપાલીટીના માણસોએ છંટકાવ કરવાથી આખા રસ્તે કાદવ કાદવ થઇ ગયો હતો. યમુના આ કાદવમાં પણ આળોટતી આળોટતી આગળ ચાલી. સૂર્યોદય થયો હતો. સડકપર ચાલનારની ભીડ હતી. કાદવમાં આળોટતી

આગળ ચાલતી યમુનાની બંને બાજુએ જોવા એકઠા મળેલા લોકોનો મોટો મેળો ભરાઈ ગયો હતો.

આશ્ચર્યમાં ડુબેલાં નરનારીઓની બંને બાજુ થયેલ ભીડની વચ્ચે સડકના કાદવમાં આળોટતી યમુના કાલિમાતાના મંદિર આગળ પહોંચી ગઈ ત્યારે સવારના નવ વાગ્યા હતા. એકી સાથે સાત કલાક સુધી સડક સાથે સંગ્રામ કરવાથી તેના થાકનો પાર રહ્યો નથી. કાદવથી તેનું મુખ જોનાર પરિચિત મનુષ્ય પણ તેને ઓળખી શકે તેમ નહોતું. શરીરમાં કાંકરા વાગવાથી કોઇ કોઈ જગ્યાએથી લોહી નીકળતું હતું તો પણ પતિના મંગળાર્થે લીધેલી પ્રતિજ્ઞા પૂર્ણ થવાથી તેનો વિમળ આનંદ તેનાં નેત્રો અને હોઠો પર ચીમકી રહ્યો હતો.

પતિની જીવનરક્ષા માટે કેટલી આકરી પ્રતિજ્ઞા પૂર્ણ કરવાની સતી સ્ત્રીના હૃદયમાં જે સંતોષની અમૃતધારા વહે છે તે તો હિંદુ લલનાજ જાણે. હિંદુ સ્ત્રીઓની ભીડથી કાલિમાતાના મંદિરનું વિશાળ આંગણું ખીચોખીચ ભરાઇ ગયું હતું. સર્વના મુખેથી "ધન્ય ધન્ય" ધ્વનિ નીકળી રહ્યો હતો. બ્રાહ્મણો પણ જય જયકારનો ગગનસ્પર્શી કોલાહલ મચાવી રહ્યા હતા. મોટા મેળાઓ વખતે જેવી ધામધૂમ હોય છે તેવીજ ધામધૂમ પતિવ્રતા ભકતનારી યમુનાની ચારે બાજુ માતાના મંદિરમાં દેખાઇ રહી હતી. મોટા ઉત્સવ સમયે માતાની મૂર્તિનાં દર્શન કરવાનો જેટલો

ઉત્સાહ સર્વ સાધારણ હોય છે તેવોજ ઉત્સાહ આજે કાદવથી ખરડાએલી આ ભકતનારીનાં દર્શન કરવાનો થઈ પડયો હતો. કેટલીએ બ્રાહ્મણ સ્ત્રીઓ યમુનાની જાતભાતનો વિચાર કર્યા સિવાય તેનાં ચરણસ્પર્શ કરવા પડાપડી કરી રહી હતી, ત્યાં પછી અન્ય સ્ત્રીઓની સંખ્યા અને ઉત્સાહની તો વાત્ જ શી કહેવી!

યમુના પૂર્ણ પ્રેમભાવથી માનું પૂજન કરી પોતાને ઘેર ગઈ. તેનાં માતપિતા તથા સાસુ સસરા વિગેરે તેનાં સ્તુતિગાન કરવા લાગ્યાં. તેના પતિદેવ તો યમુનાને પછી એક સાક્ષાત્ દેવી માનીને જ ચાલવા લાગ્યો.

આજ રાત્રિએ આ ભકતનારીને મા કાલિનાં સાક્ષાત્ દર્શન થયાં અને પોતાનું મામય જીવન કૃતકૃત્ય થયું. તેના ભક્તિ પ્રકાશે પીએર અને સાસરાના કુટુંબમાં કોઈ અનેરો પ્રકાશ ફેલાયો કે જેથી સર્વનાં જીવન સફળ થયાં. યમુનાએ પોતાને ત્યાં પૂર્ણ એશઆરામ અને સાહ્યબી ભરેલી હોવા છતાં પણ પછીનું જીવન તદ્દન સાદુ વીતાવ્યું. ટુંકમાં સંસારીક માયા મોહ તેનાથી હજારો ગાઉ જેટલે દૂર નાશી ગઈ.

× × ×

આ ઘટના તદ્દન સત્ય છે. પૃથ્વીપરની જે સભ્ય જાતો સભ્યતાની કેટલીએ સામગ્રી ધરાવવા છતાં ઉત્તમ આર્ય લલનાઓના ઉંડા ગૃહસુખથી વંચિત રહે છે, તેમને માટે અને તેમનું જોઇ યુરોપીયન બની બેઠેલી હિંદીસ્ત્રીઓને

સમજવા અને વિચારવા માટે આ યમુનાની ઘટનામાંથી ઘણી સામગ્રી મળી રહે તેમ છે જીવન કાંઇ રમત નથી અને સ્વાર્થત્યાગનું સુખ એ કાંઇ મૃગતૃષ્ણા નથી, હિંદુ-જાતિમાં જે થોડા ઘણા સંસ્કારો રહ્યા હતા તે પણ દુર્દૈવ-કાળે ભ્રષ્ટ કરી દીધા છે; પરંતુ અનેક સાર પદાર્થો ખોવા છતાં પણ આપણે હિંદી સ્ત્રી પુરૂષો કહી શકીએ કે સંસારમાં જો શુદ્ધ ગૃહસુખ હોય તો તે અમારાંજ કુટું-બોમાં છે, જો ગૃહસુખનું ઉમદા શિક્ષણ લેવું હોય તો પતિ પરાયણ હિંદુ સ્ત્રી પાસેથીજ જગત લઇ શકે તેમ છે.

એક હિંદુ સ્ત્રી પતિ માટે કેટલું સહન કરે છે! એક શ્રદ્ધાના તાંતણે જીવનતાર સાંધી શકનાર આર્ય લલનાની કેટલી બધી અડગ ધર્મશકિત! કેટલી બધી શ્રદ્ધાશકિત! ખરેખર શ્રદ્ધા એજ અજબ અખંડ સાચો સાક્ષાત્કાર છે. ધન્યવાદ કોને? મા કાલિ પ્રત્યેની યમુનાની અજબ શ્રદ્ધાને, સાચા પતિ પ્રેમને કે યમુનાને?

ધન્ય હો ભકતનારી યમુનાને!



# ૨—સરયૂ



"સરયૂ! તને કહી કહીને થાકયો પણ તારી આ ભાવનાઓમાં પરીવર્તન નજ થયું. કેટલાય વખતથી સમજાવ્યા કરૂં છું કે, એક માણુસે તૈયાર કરેલી પથ્થરની જડમૂર્તિ તેને પૂજવાથી શું ફળ મળવાનું હતું? તું ખાલી મિથ્યા આડંબર કરી રહી છે, તારા આ ઢોંગધતુરા મ્હને સહેજે પસંદ નથી! કોણુ જાણે તારૂં જ્ઞાન તેં કયા ખાડમાં નાખી દીધું? જ્યારથી મારા ગૃહમાં આવી છું ત્યારથીજ આ વિચિત્ર વાતાવરણ તેં બધે ફેલાવી દીધું. બસ આખો દિવસ મા—મા ને માજ. કોણુ જાણે તને તારી અંબા વિના કયાંય સૂઝતુંજ નથી? સુરેશ પર પણ તેં કોણુ જાણે કેવી ભુરકી નાખી છે કે તે પણ બસ માઇ માઇ કર્યા કરે છે ને જ્યાં ને ત્યાં તેની માઇની મહત્તાનાજ ગપગોળા ચલાવે છે. એક ઉગતા કોલેજીયનને તું કેવા રાહે દોરી રહી છું તેનું તને કયાં ભાન છે?" મહેશે પોતાની ટેવ પ્રમાણે સરયૂને પૂજામાં બેઠેલી જોતાં તેના પર દોષારોપણ શરૂ કરી દીધું

"પ્રાણેશ! મારી એ અંબા માટે ગમે તેવા શબ્દો ન બોલો. એણેજ આપણુને સરજ્યાં છે, તેજ પાલનકર્તા છે, સકળ સૃષ્ટિમાં તેની અનેક શકિતઓ દ્વારા તે વ્યાપક છે.

જેના દર્શન માટે બ્રહ્માદિક દેવો પણ તલસી રહે છે. જે શકિતને આપ પણ ગુપ્ત રીતે અજાણ ભાવે પણ પૂજી રહ્યા છો તે ત્રિગુણાત્મક શકિતમાંની આ એક મારી અંબા છે, તેનું આપ એકજ વખત માત્ર પૂજ્યભાવે સ્મરણ કરો તો તેનો પ્રભાવ આપને અવશ્ય જણાશે. શું આપ મારી આટલી વિનતિ માન્ય નહિ કરો?" સરયૂએ પતિને મધુર ઠપકા સાથે ઉત્તર આપી હૃદયપલટાનો પાસો ફેંકયો.

"મારે તારૂં એ બ્રહ્મજ્ઞાન નથી સાંભળવું! મારા જેવા સુધારકના ઘરમાં એવા ઢોંગધતુરા નહિ ચાલે. પલકે પલકે "હે મા! હે મા!" કર્યા કરતાંયે કયાં તારી એ મા સાંભળવા બેઠી છે તે તો બતાવને? નિર્જિવ પદાર્થ સેવે શાં ફળ મળવાનાં હતાં? શું હું એક વિજ્ઞાનિક પથરાને પૂજું?" મહેશનો ગુસ્સો વધવા માંડયો.

"નાથ! આપને કોણ જાણે શું થયું છે કે મારી પૂજાજ તમોને નજરે ચઢે છે. મારી અંબા તો ઘટઘટ વ્યાપી દીનદયાળી છે. ન્હોય એ જડપદાર્થ! એ તો છે ચેતન સંચારક! મૂર્તિપૂજાના ઉંડા રહસ્યને ભલે આપ ન માનો પરંતુ મારી એ મા'ને માટે એકપણ અઘટીત શબ્દ ન ઉચ્ચારશો. તેના બદલામાં આપને યોગ્ય લાગે તે મને શિક્ષા કરી શકો છો." બોલતાં બોલતાં સરયૂ ગળગળીત થઇ ગઇ. તેની આંખમાં અશ્રુ ભરાઇ આવ્યાં. શ્રી અંબીકાજીની મૂર્તિ પ્રત્યે મીટ માંડી તેણી બોલી;

"મા! તું તો મા'જ છે, મારી એકલીની નહિ પરંતુ સમસ્ત સૃષ્ટિની માતા છું તેથી મારા પતિનીયે પણ મા'જને? પુત્રના શબ્દો સામે કદાપી માતા જુએ ખરી? કુપુત્રો જાયેત ક્વચિદપિ કુમાતા ન ભવતિ."

"હવે બંધ કર તારી લવારી" મિજાજ ખોતો મહેશ બોલ્યો. "મારે કોલેજનો સમય થવા આવ્યો છતાં જમવાનુંયે કયાં ઠેકાણું છે? તારે તો તારી મા ને તું. મારી તારે કયાં દરકાર છે?"

"સર્વ તૈયાર છે પ્રાણેશ. માત્ર નૈવેદ્ય ધરાવું એટલીજ વાર છે, પછી આપ જમવા બેસો."

"છટ નોન્સન્સ! નૈવેદ્ય કરજે કાલે, પ્રથમ મને જમવાનું આપ. મારે મોડું થાય છે તેનું કયાં તને ભાન છે?" મહેશના રોશમાં વધારો થયો. સરયૂ પણ સમય વર્તી પૂજાને ઉંચી મૂકી દઇ રસોડામાં જઈ પાટલા નાખી પતિદેવને પધરાવ્યા થાળીમાં નૈવેદ્યનું પ્રથમ કાઢી લઇ પતિદેવની થાળી પીરસી. મહેશ જમે તે પહેલાં તો ઝડપથી નૈવેદ્ય ધરાવી દીધું.

* * *

મહેશ અમદાવાદમાં ગુજરાત કોલેજનો એક પ્રોફેસર હતો. તેની નસેનસમાં કટ્ટર સુધારકનું લોહી વહી રહ્યું હતું. જ્યારે સરયૂ ઘણીજ શ્રદ્ધાળુ હતી, તેણે પણ કોલેજમાંજ શિક્ષણ લીધું હતું છતાં માતાપિતાના ધાર્મિક સંસ્કાર તેનામાં ઉતરી આવ્યા હતા. સ્વામી રામકૃષ્ણ પરમહંસ

અને સ્વામી શ્રી વિવેકાનંદનાં જીવનચરિત્રોની સચોટ અસર બાળપણમાંજ કુમળા મગજપર તેના પિતાએ પાડી હતી. તેનાં માતાપિતા શક્તિ ઉપાસક હોવાથી તે સંસ્કારોનું ગ્રહણ તેણે સારી રીતે કર્યું હતું. પતિગૃહના પ્રતિકૂલ વાતાવરણમાં પણ તેણી શક્તિપૂજામાં એકનિષ્ઠ રહી હતી. ધીમે ધીમે પતિને નાસ્તિકમાંથી આસ્તિકતામાં પગલાં મંડાવવાના પ્રયત્નો તેણી કરી રહી હતી. મહેશ ગમે તેવા શબ્દમાં કારીઘા કરતો છતાં સુશીલ સરયૂ મુંગે મોંઢે બધુંયે સહન કરતી. તેને આશ્વાસનરૂપ તેનો દિયેર સુરેશ હતો. તેણે કોલેજમાં પગરણ માંડયાં હતાં તેની ભાભીના મતને તે મળતો હતો. સુરેશના મતમાં એટલુંજ હતું કે, "ઈશ્વર એજ મા છે." ઇશ્વરને પિતા કરતાં માતારૂપે ભજવો તે ઘણું અનુકૂળ છે. આથીજ તે દરેક દેવીને પોતાની માઈની (ઇશ્વરની) વિભૂતિઓ માનતો ને પૂજતો.

+ + +

"સરયૂ! આજે મારા મિત્ર વિનોદચંદ્ર આવવાના છે. તું જાણે છેજ ને કે તેઓ તદ્દન સુધારક મતના છે. હમણાંજ તેઓ વિલાયત જઇ આવ્યા છે, તેથી તેમની યોગ્ય વ્યવસ્થા કરજે" સ્યુટ પહેરતાં મહેશે કહ્યું

"કયારે આવશે?" સરયૂએ સામો પ્રશ્ન કર્યો.

"સાડા સાતના મેઇલમાં, હું તેમને સત્કારવા સ્ટેશને જાઉં છું."

"જો જે હો! આજની તારી પાઠપૂજા મુલત્વી રાખજે, નહિ તો એમને ટીકા કરવાનું શસ્ત્ર મળી જશે. સમજી?" બારણા બહાર પગ મૂકતાં મહેશે ઉપદેશ આપ્યો અને સ્ટેશન તરફ રવાના થયો.

"કેવો દંભી સમાજ! એકની ટીકા માટે, તેના મંતવ્યથી વિરૂદ્ધ ન જવા માટે પોતાના આત્માને છેતરવો! પોતાથી કાંઇ ન બને ને બીજાને કરવા પણ ન દેવું! મારી મા, તેની પૂજા, તેની ભકિત કોણ જાણે કયા કારણે એમને ખૂંચતાં હશે? એકે દિવસ એવો નથી જતો કે એમને મારી મા'ની નિંદા ન કરી હોય, પછી કલેશ વિનાનો દિવસ તો કયાંથીજ જાય? આજનું ફરમાન તો વળી વિચિત્રજ! તારી પાઠપૂજા બંધ રાખજે. કારણ? એમના મિત્રો કરતાં મારી મા'ની તુલના ઓછી। મિત્રોને રાજી કરવા જગતમાતાની નિંદા કરવી? એક બાજુ પતિ-આજ્ઞા બીજી બાજુ મા'ની મશ્કરી! કેવું ધર્મસંકટ? મા! આજે તારી પુત્રી તારી પૂજા નહિ કરી શકે? તું આજે અપૂજ્ય રહેશે?" સરયૂ પૂજાખંડમાં જઇ માને પગે પડી કાંઇ કહી રહી. થોડીવાર મૌન રહી. પછી જાણે કાંઈ પ્રેરણા મળી હોય તેમ બોલવા લાગી; "હા, મા! સમજી બરાબર છે. પ્રથમ તેમની બધી વ્યવસ્થા કરી શાંતિથી તારી પૂજા કરીશ." સરયૂ રસોડામાં જઈ ઝટપટ રસોઇની તૈયારી કરવા મંડી પડી.

\+ + +

દિવાનખાનાની ઘડીઆળમાં બારના ટકોરા થયા તેજ વખતે મહેશ પોતાના મિત્ર વિનોદ સાથે ઘરમાં દાખલ થયો. "સરયૂ!" મહેશે બૂમ પાડી પણ સરયૂ તો કામ-કાજ આટોપી ધ્યાનસ્થ બેઠી હતી. સાડાસાતના મેઇલમાં આવનાર આઠ વાગે ઘેર આવે તેને બદલે અગીઆર વાગ્યા સુધી પોતાના પતિને નહિ આવેલા જોઇ પોતાના દિયેર સુરેશને જમાડી કોલેજમાં વિદાય કરીને પછીથીજ સરયૂ પૂજામાં બેઠી હતી. મહેશે ફરી બૂમ પાડી પણ મા ભગવતીના ચરણકમળમાં જેનું ચિત્ત ચોટયું હોય તેને માનવીના શબ્દો સંભળાય ખરા? સરયૂનો પ્રત્યુત્તર નજ મળ્યો.

"ક્યાંઈ બહાર ગયાં હશે." વિનોદે વાત કરી.

"ના યાર, એને તમે આવવાના છો તે જણાવેલું હતું એટલે ઘરમાં જ હશે." આમ કહી મહેશ અંદર પૂજાની ઓરડીમાં ગયો ને તેની પાછળ વિનોદ પણ ઉઠયો. આ બન્ને જણે જઈને જોયું તો સરયૂ મા ભગવતીની મૂર્તિ સામે હાથ જોડી બેઠી હતી. તેનાં નેત્રકમળ બીડેલાં હતાં. આસપાસનું તેને ભાન નહોતું. સમાધિસ્થ સ્થિતિમાં તે બબડી. "મા! મ્હારા પતિને તારા ચરણ પ્રત્યે ભકિત-ભાવ અર્પજે."

કંઇ પણ બોલ્યા વિના મહેશ મિત્રને લઈને મેડે ચાલ્યો ગયો. થોડા સમય પછીથી આરતીસૂચક ઝીણી ઘંટડી વાગવા માંડી.

"મીસ્ટર મહેશ! મને આરતીના દર્શનનો લાભ આપશો?" વિનોદે કટાક્ષ કર્યો પણ મહેશે વાતને ઉડાવી દીધી.

છેવટે વિનોદના અતિ આગ્રથી મહેશ અને વિનોદ પૂજાના ખંડમાં આવ્યા. સરયૂ લળી લળી આરતી ઉતારતી હતી. થોડીક ક્ષણ તેઓ સ્તબ્ધ ઉભા રહ્યા ત્યાં તો આરતી પૂર્ણ થઇ અને "અંબે માતકી જય" કહી સરયૂએ ભક્તિભાવથી દંડવત્ કર્યા.

"મહેશ! એક કટ્ટર સુધારકના ગૃહમાં શિક્ષિત સ્ત્રી આ બધું શું ધાંધળ લઇ બેઠી છે?" પ્રત્યુત્તરની રાહ જોયા સિવાય વિનોદ મેડે ચડયો ને તેની પાછળ પાછળ ક્રોધાગ્નિમાં બળતો મહેશ પણ ગયો. તેને આમાં પોતાની નાનમ લાગી. "મારા કહેવાનો અનાદર કરીને પણ એણે આ નાટક ભજવીજ બતાવ્યું. આખરે! પોતાનો દુરાગ્રહ ચાલુજ રાખ્યો!"

× × ×

વિનોદચન્દ્ર તો સ્ટેશનથી ઉતર્યા એવા તેમના સગાને ત્યાંથી જમીનેજ આવ્યા હતા. માત્ર જમનાર મહેશ હતો. તે ન જમ્યો ને કોલેજમાં ચાલ્યો ગયો. વિનોદ પણ બીજા સંબંધીઓને મળવા ગયો.

સાંજે મહેશ ઘેર આવ્યો. સવારના બનાવે તેનું મગજ ઘેરી લીધું હતું માત્ર એકજ ધૂન 'તેણે મારૂં અપમાન કર્યું!"

"નાથ! આજે સવારના જમ્યા નથી એવો મારો શો અપરાધ? આપની રાહ જોયા પછીથીજ હું પૂજામાં બેઠી હતી. મારી ભૂલને ક્ષમા કરો અને જમવા બેસો." કંઈક નમ્રતાભરેલા અવાજે સરયૂએ વિનતિ કરી.

"મારે જમવુંજ નથી. જ્યાં મારા શબ્દોનો અનાદર હોય ત્યાં મારે જમવાનું ન હોય. તારી એ મા'ને લીધેજ આજ મારૂં અપમાન થયું છે."

"પ્રાણેશ! મારી એકલીની એ ક્યાં મા છે? મારી ને તમારી બંનેની છે અને તેની પૂજા કરવી તે મારો ને તમારો બંનેનો ધર્મ છે."

"ના જોઈએ તારી એ માતા મારા ઘરમાં. આજે તેના ચૂરેચૂરા કરી નાખીશ!" સરયૂ ફફડી ઉઠી. "હાં, હાં' કહેતી રહી ને મહેશે પૂજામાં જઈ પાટલો ફેંકી દઈ મુર્તિને પછાડી તેના ટુકડે ટુકડા કરી નાખ્યા.

આ હૃદયભેદક દૃશ્ય ભકત સરયૂ પૂર્ણ ન જોઈ શકી. તેણી બેભાન થઈ જમીન પર ઢળી પડી. મહેશને આજે તેની પરવાહ ન હતી. ક્રોધનો ભરેલો મહેશ કપડાં પહેરી બહાર નીકળી ગયો.

મહેશનો ભાઇ સુરેશ સાંજનો ફરવા ગયેલો તે ઘેર પાછો આવી પહોંચ્યો. ચોકમાં બેભાન સ્થિતિમાં પોતાની ભાભીને પડેલી જોતાં ભયગ્રસ્ત બન્યો. આ બધુ શું છે? ને કેમ બન્યું? તે નિત્ય કંકાશથી ટેવાયલા સુરેશને કળી જતાં વખત ન લાગ્યો. સરયૂના મસ્તક પર કોલનવોટર મૂકી માઈ મંત્ર જપતાં તેનાં આંદોલનો સરયૂના કર્ણે

પહોંચ્યાં ને થોડીવારે તેણી સ્વસ્થ થઇ. "મા ! ક્ષમા કરજે મારા પતિને !" આ શબ્દો તેના મુખેથી નીકળી પડયા.

પૂર્ણ શુદ્ધિમાં આવતાં પત્નીને પતિની સ્થિતિનો ખ્યાલ આવ્યો. "ક્રોધાવેશમાં તેઓ કયાં ગયા હશે ? શું થયુ હશે ?" એ વિચાર વમળમાં ચઢી. સુરેશ આગાહી જાણતો હોય તેમ તેને પણ પોતાના મોટાભાઇની સ્થિતિ માટે ભય લાગ્યો. ભાભીની રજા લઇ કલબ ને જે જે સ્થળો મહેશના સાંજની બેઠકનાં હતાં ત્યાં ઘુમી વળ્યો. મેઇનરોડપર આવતાં સમાચાર મળ્યા કે રીચીરોડપર એક મોટર અકસ્માત થયો છે ને તે કોઇ પ્રોફેસર છે.

*　　　　*　　　　*

"મા ! મારા પતિના અપરાધની ક્ષમા કરી ને તેમને જલદી સાજા કરી દો. મા ! મારૂં સૌભાગ્ય તારા હાથમાં છે. શું તારી પુત્રીની પણ તને દયા નથી આવતી ?" સરયૂ પતિ ન જાણે તેમ હોસ્પિટલમાં મહેશ પાસે બેસી અશ્રુ વહાવ્યા કરતી હતી.

મહેશને મોટર અકસ્માતથી માથામાં સખત વાગ્યું હતું. ડૉકટરોને પ્રથમ તો આશા ન હતી કે મહેશ જીવી શકશે. પરંતુ આજે કાંઈક ફેરફાર થયો હતો ને વધુમાં સ્પષ્ટ જવાબ આજે પાટો છોડતાં મળી ચૂકયો કે "મહેશ હવે જીવશે ખરેખર ને બીજા અવતારેજ જાણે ન આવ્યો હોય !" એમ ડૉકટરોને પણ લાગ્યું.

હવે તો મહેશને વાત કરવાની છુટી મળી હતી. પાસે બેઠેલી સરયૂના હસ્તને પોતાના હસ્તમાં લઇ નાના બાળકની

માફક આજે તે રડી પડયો. "સરયૂ! શું તું મને માફી આપશે? ખરેખર મેં તને આજ સુધી ઘણી દુભવી છે! તું માતાજી પાસેથી મને ક્ષમા અપાવશે?"

"પ્રાણેશ! મારાપર દયા કરો. આવું ન બોલો. મા તો દયાળુજ છે. તેના શરણે જતાં તે દરેક અપરાધીના દોષ એક ક્ષણુ માત્રમાંજ ક્ષમા કરે છે."

પતિના હૃદયમાં સ્ફુરેલ ભકિતભાવથી તથા તેની સાથે થતા સંપૂર્ણ આરામથી સરયૂના હર્ષનો પાર ન રહ્યો.

થોડાજ દિવસમાં મહેશને તદ્દન આરામ થઈ ગયો તે જોઇ ડૅાકટરો પણુ આશ્ચર્યચકિત થયા.

હવે તો મહેશ હંમેશાં પૂજામાં બેસે છે ને માની ભકિત કરે છે. એટલુંજ નહિ પણુ માઇની અન્યજનો ભકિત કરે તે માટે બનતા પ્રયત્નો પણુ પોતે કરે છે.

"શા માટે મારી માતાને પજવો છો હવે?" સરયૂએ સહજ ટકોર કરી.

"જા, જા, માતા તે કાંઇ તારી એકલીની છે? તારી, મારી અને સકળ વિશ્વની" મહેશે મંદહાસ્ય કરતાં જણાવ્યું.

"હાસ્તો. **ચમત્કાર પછીજ નમસ્કારને?**" હર્ષાવેશમાં સરયૂ બોલી.

સરયૂ, મા પ્રત્યેની દૃઢ પ્રેમભાવના તથા ભકિતના બળે પોતાનું અને પતિનું જીવન ઉજ્જવળ કરી શકી.

**ધન્ય હો એ ભકતનારી સરયૂને!**



# ૩–શીલા



શીલા એટલે ધોબીને ધોવાનો પત્થર, પરંતુ આપણી આ શીલા બીજી એક સાવિત્રી જેવી હતી. જો તેણે પોતાના જીવનમાં ભકિતરસ ઉતાર્યો ન હોત તો તે ખરેખર એક શીલા (પથ્થર) જેવીજ રહત. ધોબીને ધોવાનો તે પણ પથ્થર, મરચાં વાટવાનો તે પણ પથ્થર અને જેમાંથી સુંદર પ્રતિમા તૈયાર થતી હોય તે પણ પથ્થર. પાષાણની પ્રતિમામાં જેમ પ્રાણપ્રતિષ્ઠા કરતાં તે જીવંત મૂર્તિ બની દેવદેવી તરીકે પૂજાય છે, તેમ આપણા જીવનમાં જો માઈ-ભકિતના મંત્રની પ્રાણ પ્રતિષ્ઠા થાય તો પછી આપણું જીવન પણ દેવ જેવું બની જાય અને અન્યને પણ બોધ લેવાનો મળે.

બાલ્યાવસ્થાના દિવસો અજબ પ્રકારના સૌન્દર્યથી ભરપૂર હોય છે. પછી ભલે તે રંક હો કે રાજા હો. કુદરત રાજા કે રંકની ગણના કરતી નથી. તેને મન તો બધાં માઈનાંજ બાળક છે. બાલ્યાવસ્થામાં જે આનંદ સૌને મળે છે તેવો આનંદ શીલા મેળવી ચૂકી હતી. શીલા એક સદ્‌ગુણી માતાની સુશીલ પુત્રી હતી. પિતાનું સુખ તો તેણીના બાલ્યાવસ્થામાંજ નષ્ટ થયું હતું. પરંતુ તેની માતાએ

તેની કેળવણી પ્રત્યે પૂર્ણ કાળજી રાખી હતી. વિધવા માતાની એકની એક પુત્રી અતિ લાડકોડમાં ઉછરી.

શીલાના બાલ્યજીવનમાં ખાસ કાંઇ નવીનતા ન બની. તેણી સોળ વર્ષની ઉંમર થતાં મેટ્રીકમાં પાસ થઇ ચૂકી, પછી તેની માતાએ તેને કૂળવાન અને શીલાને યોગ્ય એવા પોતાની જ્ઞાતિના યુવાન સાથે લગ્નગ્રંથીથી જોડી દીધી.

થોડાજ વખતમાં શીલા પતિને ગૃહે જવાની હતી આથી તેણીના ઉત્સાહનો પાર ન હતો. યૌવનમાં પગરણ મૂકી ચૂકેલી શીલાનું આખું બદન ભભકભરેલું અને ભવ્ય લાગતું હતું, તેનું સૌન્દર્ય અનુપમ હતું. તેના મુખકમળ ઉપર એટલું બધું માધુર્ય, ગાંભીર્ય અને એટલી બધી પવિત્રતા હતી કે તે દેવાંશી જ લાગતી. તેની ધાર્મિક વૃત્તિ પણ બહુ ઉંડી હતી. આવી વૃત્તિવાળાં માણસોનાં મુખ કંઇક શોકાતુર હોય છે, પણ શીલાનો આત્મા આનંદિત જ રહેતો.

× × ×

મધ્યરાત્રીનો સમય હતો, તિમિરનું સામ્રાજ્ય અવની પર વ્યાપેલું હતું. દિવસના પરિશ્રમથી થાકી ગએલાં પ્રાણિઓ નિંદ્રાદેવીની મીઠી ગોદમાં લપાઇ જઇ બીજા દિવસે ફરી જીવનસંગ્રામમાં જઝુમવા તાજાં થતાં હતાં. ભગવાન કુસુમાકર પોતાના અમીમય રશ્મિઓથી સુધાવર્ષણ કરી રહ્યા હતા. સર્વત્ર શાંતિ ફેલાએલી હતી. અશાંતિ

માત્ર શીલાના હૃદયમાંજ હતી. પોતાના શયનખંડમાં શીલા લમણે હાથ દઈ બેઠી હતી. ઘડીક પથારી પર આળોટતી, ઘડીક ખુરશીમાં બેસતી તો ઘડીક રૂમમાં આંટા મારતી. તેના વાળ અસ્તવ્યસ્ત હતા. વસ્ત્રોનું ભાન ન હતું, કમલ-નયન રડી રડીને રાતાં થઇ ગયાં હતાં. મોઢાપરનો તે ઉલ્લાસ, હૃદયનો થનગનાટ અને ચંપકવર્ણી કાયાની આંખને આંજી નાખે એવી પ્રભા આજે એકાએક લોપ થઇ ગએલી જણાતી. કાલની શીલા અને આજની શીલામાં જોનારને અકલ્પ્ય પરિવર્તન થએલું લાગતું. તેના ઉષ્ણ શ્વાસો-શ્વાસથી વાતાવરણ પણ ઉષ્ણ થઇ ગએલું જણાતું. જો તેની આંખો સ્હેજ બંધ થતી તો ક્ષણમાંજ વળી પાછી ઝબકીને જાગી ઉઠતી.

કદી કદી તે બબડતી "શું એ સત્ય હશે ? શું મ્હારૂં સુખ–સ્વપ્ન મધુરજનની પ્રથમ રાત્રેજ નષ્ટ થઇ જશે? આવું ભયંકર સ્વપ્ન મ્હને શામાટે આવ્યું ? એકજ સ્વપ્ન ત્રણ ત્રણ વખત. જરૂર આમાં કંઈક દૈવીસંકેત હોવો જોઈએ." મનને મનાવવા તેણીએ ઘણા પ્રયત્નો કર્યા પણ તેના મનમાં ખાત્રી થઇ કે આ સ્વપ્ન સાચું પડશેજ. કોણ જાણે શાથી? શીલાને એ સ્વપ્નની સત્યતા વિષે શંકાજ ન રહી. "હવે શું થશે ? હું અભાગણી પ્રથમ રાત્રીએજ વિધવા થઇશ? જગત મારે માટે શું કહેશે ? સ્વસુર પક્ષવાળા મને કેવી ધારશે?" આવા-આવા

વિચારોજ તેના મનમાં ઘોળાતા અને તેથી તે વ્યગ્રચિત્તની થઈ ઓરડામાં ફરતી. શું આનો કંઇ ઉપાય હશે? સાવિત્રી તેના પતિને ફરી જીવન્ત કરી શકી હતી. શું હું એમ કરી શકું? શું કલીયુગમાં એમ બનશે? આવા આવા વિચારમાં ને વિચારમાં તેને ઉંઘ આવી ગઇ પણ "**चिंतातुराणाम् न सुखं न निद्राम्**" તે પ્રમાણે થોડીકજ વારમાં તે ઝબકી ઉઠી, આ વખતે પાડોશમાંથી કોઇના પ્રાતઃકર્મ વખતેના સ્તોત્રપાઠ સંભળાતા હતા. શીલાએ ધ્યાનથી સાંભળવા માંડયું.

**सौभाग्यादि च यत्किञ्चित दृश्यते ललनाजने ।**
**तन्सर्वं तत्प्रसादेन तेन जाप्यमिदं शुभं ॥**
**एश्वर्यं यत्प्रसादेन सौभाग्यारोगसंपदः ।**
**शत्रुहानिः परो मोक्षः स्तुयते सा न किं जनैः ॥**

(કીલકસ્તોત્ર ૧૧–૧૩)

શીલાને વિચાર આવ્યો. શ્લોકમાં સાચુંજ કહ્યું છે. શામાટે તેને શરણે ન જઈએ. જગજ્જનની જગદંબા બધુ કરવા શકિતમાન છે. વળી પાઠ આગળ ચાલ્યો:–

**उपसर्गाः शमं यान्ति ग्रहपीडाश्च दारुणाः दुस्वप्नं च नृभिर्दृष्टं सुस्वप्नमुपजायते ॥** (ચં. અ. ૧૨, ૧૭ શ્લો.)

'બસ હવે તો એમજ. શકિતરૂપા અંબા મને આ આપત્તિમાંથી ઉગારશે.' તેને આ વિચાર આવતાંજ જરા હિમ્મત આવી. તે ઉઠી. તેના હ્રદયાકાશમાં કાંઇ નવા

પ્રકાશનાં કિરણુ ફુટયાં હોય એમ તેને લાગ્યું; તેની આંખોમાં નવો પ્રકાશ આવ્યો. મોઢા પર આશાની રેખાઓ દેખાવા લાગી. સામેજ માતા બહુચરીની છબી હતી. તેને આ છબી તરફ ઘણી વખતે જોયું હતું પણ આજે તેમાં કંઇક નવીનતા દેખાઇ. જાણે માતાજી પોતે મંદ-મંદ હાસ્ય કરી તેને આશ્વાસન દેતાં હોય એમ લાગ્યું.

તે દિવસથી શીલાનો જીવનક્રમ બદલાયો. હવે તે ઘણો ખરો વખત એકાંતમાંજ ગાળતી. માતાની સેવા, સ્તોત્રપાઠ, ધ્યાન વગેરેમાં તેનો વખત જતો. તેનું શરીર જો કે કૃશ અને ફીકકુ થઇ ગયું હતું પણ તેની આંખમાં કંઈક નવીન દિપ્તિ ઝળકતી હતી, તેની માતાએ આ ફેરફાર જોયો પણ તેણે સમજવાનો પ્રયત્ન ના કર્યો.

\+ + +

આજે શીલા સુરતમાં તેના પતિને ઘેર આવી પહોંચી છે. નવવધુના આગમને ઘરમાં આનંદનું વાતાવરણ ફેલાવ્યું પણ શીલાના હૃદયમાં તો ચિંતાની ભયંકર જ્વાલાઓ ભભુકતી હતી. પાડોશની અને ઓળખતી સ્ત્રીઓ શીલાને જોવા આવી. જાણે કેમ તે કોઇ નવાઇભર્યું પ્રાણિ ન હોય! કોઇને વહુ પસંદ પડી. તો કોઇને ઠંડી પથરા જેવી જણાઇ તો વળી કોઈ ઓગણીસમી સદીના સ્વપ્નાં સેવતી ડોશીને તે મડમડી જેવી લાગી.

સાંજ પડી અને શીલાનો ગભરાટ વધવા લાગ્યો. ગૃહકાર્યથી પરવારીને શયનખંડમાં ગઇ. તેનો પતિ પ્રકાશ હજુ બ્હારથી આવ્યો ન હતો. શીલાએ ઓરડામાં આવી ચારે તરફ એક નજર નાંખી. વૈભવથી એ ઓરડો પરિપૂર્ણ હતો. છેલ્લામાં છેલ્લી ઢબનું ફરનીચર રીતસર ગોઠવેલું હતું. શીલાએ એક ટેબલપર રૂમાલ પાથરી પોતાની આરાધ્યદેવીની છબી મુકી. અને ટેબલ પાસેના મોટા તખ્તામાં (આરસો) જોઇ શૃંગાર કરવા લાગી. તેના હૃદયને ખાત્રી હતી કે આ આનંદરાત્રી તેની પહેલી તેમજ છેલ્લી હતી. આજેજ તે આનંદસાગરમાં ડુબકી મારવાની હતી અને ભડભડતી શોકાગ્નિની ચિતામાં બળવાની હતી, અને આજેજ તેના દંપતીજીવનની શરૂઆત અને અંત હતો. શું આવી સ્થિતિમાં કોઇપણ બાળાને શૃંગાર કરવાની હોંસ હોય? કોઇને હોય કે નહિ પણ શીલાને તો હતી. તેના જીવનધનને પહેલી વખતે પછી ભલે તે છેલ્લી વખતે પણ હોય-પોતાના સૌન્દર્યરાશીમાં ઓતપ્રોત કરી દેવાની તેની ઇચ્છા હતી. તેને ઘણી ચીવટથી વાળ ઓળ્યા, આસ્માની ઝીણી સાડી પહેરી, અંબોડામાં ફુલની વેણી ગુંથી અને આછા અલંકાર સજ્યા, સાડીમાં ઢંકાએલા ગૌર અવયવોને લીધે તે વાદળીઓમાં છુપાએલી વિદ્યુલ્લતા જેવી ભાસતી. તે આરસા સામે ઉભી રહી. નૈસર્ગીક સૌન્દર્ય સાથે કલામય શૃંગાર કરવામાં આવે પછી લાલિત્યની શી ખામી હોય!

જાણે તપસ્વીને ચળાવવા કોઇ અપ્સરા આવી હોય તેવી તે જણાતી. તેને આરસામાં પોતાનું પ્રતિબિંબ જોયું તો પોતાના રૂપપર પોતેજ મોહી પડી! ક્ષણ માટે તે ભયંકર ભાવી પણ વીસરી ગઇ.

* * *

ટક, ટક, ટક, બારણા પર ટકોરા પડયા અને શીલાના હ્રદયના ધબાકાર વધ્યા. શરમાતાં શરમાતાં તેણે બારણું ઉઘાડયું. બારણું ઉઘડયુ અને બંધ થયું

આનંદની થોડી પળો વીતી ન વીતી ત્યાં તો શીલાની આખી કાયા કંપવા લાગી. તેની આંખ સામે તે ભયંકર સ્વપ્ન આવીને ઉભુ રહ્યું. આંખમાંથી આંસુની બુંદો ટપકવા લાગી. અને તેણી એકાએક બેભાન બની ગઇ. આ ઓચીંતો ફેરફાર જોઇ પ્રકાશ તો આભોજ બની ગયો. તેણે શીલાને પલંગ પર સુવાડી શાંતિદાયક ઉપચાર કરવા માંડયા. શીલાએ તરતજ નિર્બળતા પર કાબુ મેળવ્યો. બનાવટી હાસ્ય કરતી તે બોલી. "આનંદના અતિરેકથી મ્હારી આંખોમાં આંસુ આવ્યાં." પ્રકાશનો સંદેહ દૂર ન થયો પણ તે માટે તેણે બીજા પ્રશ્ન પણ ન કર્યા. આનંદના વાર્તાલાપમાં વખત વિતતાં વાર ન થઇ. પ્રકાશની આંખો ઘેરાવા લાગી અને પ્રેમોર્મિપર નિદ્રાએ પ્રાબલ્ય મેળવ્યું. પ્રકાશ નિદ્રાધીન થયો. શીલા તો ઉંઘતા પતિના મુખનું અવલોકન કરતી બેઠી હતી. જેમ વધુ વખત જતો તેમ તેને વધારે આશા આવતી

અને પોતાનું સ્વપ્ન ખોટું પડશે એમ લાગતું. ધીમે ધીમે તેની પણ આંખો ઘેરાઇ અને નિદ્રાને આધીન થઇ.

× × ×

ટન, ટન, ટન, ઘડીઆળમાં ત્રણ ટકોરા થયા અને શીલા સફાળી જાગી ઉઠી. પથારીમાં જોયું તો પતિ મળે નહિ. નીચે નજર કરતાંજ તેનાથી એક ચીસ પડાઇ ગઇ! તેનો સર્વનાશ થઈ ગયો હતો! પ્રકાશ બેભાન પડયો હતો, હાથપગના નખ કાળા પડી ગયા હતા, તે પરાણે શ્વાસ લઇ શકતો, પગની આંગળી આગળથી લોહી નીકળતું હતું. શીલા સમજી ગઇ. આખરે સ્વપ્ન સાચું પડયું. પ્રકાશને તકાલ સર્પનો દંશ થયો હતો. તેના પતિ હવે ઘડી બેઘડીનાજ મહેમાન હતા

શીલાની ધીરજ ખૂટી ગઈ તેને ચીસો પાડવાનું મન થયું. પણ તે તેમ કરી શકી નહિ. થોડીક ક્ષણ સુધી તે સ્તબ્ધ રહી. પછી તેની આંખો ચમકી ઉઠી. તે કાંઇક નિશ્ચય પર આવી હોય એમ લાગ્યું ને ટેબલ પાસે ગઇ. એક કાગળ પર પોતાને સ્વપ્ન આવ્યું હતું ત્યારથી છેલ્લી ઘડી સુધીની હકીકત લખી. પોતે હવે શું કરે છે તે પણ લખ્યું અને પછી માતાની છબી પાસે ગઇ. નમન કર્યું અને જાણે સ્હેજ વાત કરતી હોય તેમ બોલી; "માતા! આખરે ત્હમે મ્હારી વ્હારે નજ આવ્યાં. હશે! જેવું મ્હારૂં ભાગ્ય. હું હવે જાઉં છું. મારા છેલ્લા પ્રણામ!" અને પછી તેણે પોતાની પેટીમાંથી કટાર કાઢી, પાછી પતિની

પાસે આવી. તેમનું માથું ખોળે લીધું. અને પોતાના હાથમાંની કટાર હૃદયમાં ઘોચી ઘાલવા ઉંચી કીધી....પણ ?

એ ઉગામેલો હાથ નીચેજ ન આવી શકયો. જાણે કોઈકે કુસુમ જેવા કોમળ છતાં દ્રઢ કરે તેનો હાથ ઝાલી લીધો. શીલાએ આંખો ઉઘાડી તો સાક્ષાત્ ભગવતી તેની સામે મંદ મંદ સ્મિત કરતી હોય એમ તેને જણાયું. તેને કંઇ સમજાયું નહિ હાથ ઉંચો ને ઉંચોજ રહ્યો.

ઓરડામાં કપુર, અગર, ગુગળ વગેરેની ધુણીની સોડમ ફેલાવા માંડી. પહેલાં શ્વેત પછી નીલ અને પછી રાતો પ્રકાશ વારાફરતી ફેલાયો, ઝાંઝરનો ઝમકાર સંભળાયો અને શીલાએ આશ્ચર્ય વચ્ચે જોયું કે તેનો હાથ ઝાલનાર બીજુ કોઇ નહિ પણ જગજ્જનુની જગદંબાજ હતી. જેમ કોઈ માતા વ્હાલથી ન્હાના બાળકના હાથમાંથી ઇજા પહોંચાડે એવી ચીજ લઇ લે છે તેમ માઇએ શીલાના હાથમાંથી કટાર લઇ લીધી. પોતાના પાલવ વડે તેનાં આંસુ લુછી નાખ્યાં અને રૂપાની ઘંટડી જેવા અવાજે કહ્યું:

"શીલા! વિધિના લેખ એક વખત તો ખરા થાય છેજ. તેથી તને તારા પતિના મૃત્યુનું કારમું દુઃખ ક્ષણ માટે પણ સહન કરવું પડયું. જો હવે હું પ્રકાશને પુનર્જીવન આપું છું." અને માતાએ પોતાનો અમીમય કર પ્રકાશના શરીરપર ફેરવ્યો. પ્રકાશ આંખો ચોળતો ઉઠીને બેઠો થયો. તેણે શીલાને પૂછયું કે, "તું આમ કેમ બેઠી

છે?" હર્ષાશ્રુ સિવાય બીજો શો જવાબ હોય! થોડીવારે પ્રકાશને યાદ આવ્યું કે તે પાણી પીવા પલંગથી નીચે ઉતર્યો હતો. તેજ વખતે તેને સર્પદંશ થયો હતો જેથી તે એકાએક બેભાન થઇ પડી ગયો હતો. તેણે શીલાને પૂછ્યું કે, 'પછી શું બન્યું?' શીલાએ કંઈપણ બોલ્યા વિના માત્ર માઇ તરફ અંગુલી નિર્દેશ કર્યો અને ઉમેર્યું કે, "માઇએ તમને પુનર્જીવન આપ્યું છે." બન્નેએ માઇને વંદન કર્યાં અને બોલ્યાં:-

**या देवी सर्वभूतेषु मातृरूपेण संस्थिता ।**
**नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमोनमः ॥**

ત્યારપછી જ્યારે જ્યારે પ્રકાશ અને શીલા આનંદની ઉર્મિઓપર ઝુલતાં, ત્યારે પ્રકાશ પુછતો "શીલા! દેવાંગના લોપ તો નહિ થઇ જાયને?"

અને શીલા સ્મિતસહ કહેતી; "દેવાંગના લોપ નહિ થાય એટલુંજ નહિ પણ દેવનેએ લોપ નહિ થવા દે."

આ દંપતિનું જીવન પછીથી કેવળ માઇભકિતમાંજ પસાર થયું. સંસારના ક્ષણિકો સુખોનો તો તેમણે ક્યારનોયે ત્યાગ કર્યો હતો. શીલાની ભકિતના લીધે તેના પતિ પ્રકાશને પણ માનાં દર્શન થયાં ને તેઓ પોતાનું જીવન ધન્ય ધન્ય માનવા લાગ્યાં.

**ધન્ય હો ભકતનારી શીલાને!**



# ૪–લક્ષ્મી



પતિવ્રતા સાધ્વી સ્ત્રીઓએ ગૃહલક્ષ્મી સ્વરૂપ થઇ બાળકોનું પાલનપોષણ કરવું અને અતિથિ–અભ્યાગતને યોગ્ય દાન આપવું. આટલુંજ તેમના સ્ત્રીધર્મ માટે બસ છે; પરંતુ આથીયે આગળ વધવાની જો તેમની ઇચ્છા હોય તો પોતાથી બની શકે તે પ્રમાણે ભગવતી ભક્તિ કરવી જોઇએ. 'સંસારીક બ્હેનો સંસારની ઉપાધિઓથી ઉંચીજ ન આવે પછી માઇસ્મરણ ક્યાંથી કરે ?' આ જવાબ ઘણી બ્હેનો આપે છે, પરંતુ ભારતની વિદુષી ભક્તનારીઓ જે થઇ છે તેમના જીવનની ઝાંખી કરતાં જણાય છે કે ઘણી બ્હેનો સંસારમાં રહીને પણ ભગવતી ભક્તિ કરી શકી છે. પતિને પૂજાનું સાધન તૈયાર કરી આપવામાં જે પ્રેમ હોય છે તેજ પ્રેમથી તેઓ માનું નામસ્મરણ કરી તેના પર અડગ શ્રદ્ધા રાખી માનવજીવન સાફલ્ય કરી શકે છે. આવીજ એક ભક્તનારીનો આ જીવન પ્રસંગ છે.

ભક્તિ નિષ્કામ અને સકામ બે પ્રકારની હોય છે. તેમાં નિષ્કામ ભક્તિ શ્રેષ્ઠ ગણાય છે. નિષ્કામ ભક્તિ કરવામાં પણ કોઈ સમયે ભક્તને અચાનક અલ્પ સકામ ભાવના ઉદ્ભવે છે ને ભક્તની તે ભાવનાને ભગવતી પૂર્ણ કરે છે.

*　　*　　*

દિવાળીના દિવસો આવતાં બ્હેનો ઘરને દિપાવવાની ધમાલમાં પડી જાય છે. ઘર લીપે છે ને વાસણો માંજે છે. તેમનો આ ધમાલનો હર્ષ માતોજ નથી. આજ પ્રમાણે ભકત બ્હેનોને તો સાચી દિવાળી તે માનાં નવરાત્ર હોય છે. તેમાં વળી આસોનાં નવરાત્ર એટલે આનંદના દિવસોની ગણત્રીજ હોય. નવરાત્રી એટલે માતૃભકતોને માટે તો દિવાળીથીયે અધિક મહત્વવાળા પર્વના દિવસો! એક માસ અગાઉથી તો લક્ષ્મી ગાંડીઘેલી બની ગઇ હતી, ઘરની સાફસુફી ને વાસણોને ચકચકાટ કરી મૂકવાની તેની તમન્ના કોઇ જુદાજ પ્રકારની હતી. પંદર દિવસ અગાઉ તો તે સર્વ કાર્યથી વિમુકત બની. હવે રહી ભગવતીના શણ-ગારની વાત. નવી નવી સાડીઓ કયા કયા રંગની લેવી અને કેવી કેવી કોર મૂકવી તથા નવાં તોરણો ને ફૂલઝાડો કેવી રીતે માના ગોખમાં શણગારવાં વિગેરેની ધમાલમાંજ તે પડી હતી. તેનો પતિ પણ તેના જેવી તૈયારીઓ કરી રહ્યો હતો. ખરેખર જગતદ્દષ્ટિએ આ દંપતિ કોઇ જુદાંજ પડી જતાં હતાં. તેમના જીવનમાં કેવળ માના કાર્ય સિવાય અન્ય જાણે કાંઇ કાર્યજ નહોતું! લક્ષ્મી પોતાના પતિને માની ભકિત–પૂજામાં સંપૂર્ણ સાથ આપતી એટ-લુંજ નહિ પરંતુ સંસારના માયિક સુખોમાં તેની લાલસા ઓછી હતી. તેણે પોતાનો દેહ માની ભકિતથીજ શણગાર્યો હતો. તેને તો માની સેવામાંજ સર્વ સુખ સમાએલું હતું.

કોઇ નવી વસ્તુ આવતી તો 'આ તો મારી માની' આમ કહી તે માના માટે લેતી તે માને ધરાવતી.

સંસાર સુખદુઃખથી ભરેલો છે તે માન્યતાનું કારણુ કેવળ મનજ છે. જેનું મન ભકિતરંગમાં રંગાયેલું હોય તેને તો સુખદુઃખ સરખુજ હોય છે. લગ્નપ્રસંગમાં જેમ કુટુંબના સર્વ માણુસો કરતાં પરણુનાર વર-વધુને જેટલો આનંદ વિશેષ હોય છે તેમ ભકતજનોમાં નવરાત્રી નજીક આવતાં એક રંગમાં રંગાયેલ પતિ-પત્નિના આનંદની શી પરિસિમા હોય ?

\+ + +

કાલની કોને ખબર છે? એક બાજુ લક્ષ્મીના આનંદમાં નવરાત્રી નજીક આવતી હોવાથી અભિવૃદ્ધિ થતી હતી ત્યાં કોઇ દૈવીસંજોગે તેનો એકનો એક બાળક વદ દસમે તાવના સકંજામાં સપડાયો. માનો આપેલો પ્રસાદ સાચવવા તેણે પ્રયત્નો કરવા માંડયા પરંતુ તેમાં તે નિષ્ફળતા પામવા લાગી. બીજા દિવસે માંદગીએ ભયંકર રૂપ લીધું. વૈદની દવા શરૂ કરી. ત્રણ દિવસનાં વ્હાણાં વહી ગયાં છતાં સ્હેજે ફેર ન પડયો. એક બાજુ નવરાત્રિના દિવસો નજીક આવવા લાગ્યા ત્યારે બીજી બાજુ એકના એક બાળકની મૃત્યુઘડી નજીક જણાવવા લાગી. કેવી વિચિત્ર ઘટના! ગમે તેટલું તોયે એ માતૃ-હૃદય હતું જેથી કકળી ઉઠયું. નાથ! તમે કેમ શાંત બેસી રહ્યા છો? ચાર-ચાર

દિવસથી બાબુને અનેક ઉપચાર કર્યાં છતાં જરાયે અસર થતી નથી! આનંદના દિવસોમાં માએ આમ કેમ કર્યું?"

"દેવી! તમે ભૂલો છો. તેમાં 'મા'ને દોષ ન દો. એ આપણી કસોટી છે, ભકિતમાં આપણી કચાશ છે. બાળક માએ આપેલો છે ને તે કદાચ 'મા'ના અંકમાં જશે તોયે શું થઇ ગયું? પેલા કેલૈયાના માતાપિતા જેવો પ્રસંગ તો આપણો નથી આવ્યો ને? તમારૂં મમત્વજ તમને માર ખવડાવે છે."

"પુત્ર પર કયી માતાનો પ્રેમ ન હોય? આપ આમ કેમ બોલો છો?"

"હું પ્રેમ રાખવાની કયાં ના કહું છું. તમે પ્રેમ નહિ પણ મમત્વ–એટલે મ્હારાપણું રાખો છો, તેથીજ તમને દુઃખ થાય છે. ભલેને બાબુ કાલે મરતો હોય તો આજે મરી જાય, પરંતુ આપણી ભકિતમાં, નવરાત્રીના નિયમમાં જરાયે ખામી ન આવે ત્યારેજ આપણી મા પ્રત્યેની સાચી ભકિત જણાય."

"પ્રભુ! મારી ભૂલ મને જણાઇ. માતા તરીકે બાળકની સંભાળ લેવાનું કાર્ય જગતજનનીએ મને સોંપ્યું છે. બાકી તેના પરનો ખરેખરો હક્ક તો મા ભગવતીનો જ છે. શું બાબુની દવા પણ મૂકી દેવીને?"

"જરૂર મૂકી દેવી. જો બીજા દિવસો હોત તો ઠીક હતું. મા'ના નામપર તેના ભરોસે તેના ખોળે સોંપી દો. જુઓ સવાર થતાંજ તમારો બાબુ સાજો થાય છે કે નહિ?"

બાબુને માના ચરણ પાસે સુવાડી દંપતિએ સજળ નયને પ્રાર્થના કરી. જાણે કોઇ દૈવી વિજળીનો ઝબકારો થયો હોય તેમ થઇ ગયો. પળવારમાં શું બન્યું તે પ્રાર્થનામાં લીન બનેલાં દંપતિ ન સમજી શકયાં. ખરેખર માની દયા કોઈ જુદીજ છે, તે સમજી શકાતી નથી. પ્રાતઃકાળ થતાં તો બાબુ હસતો હસતો પથારીમાંથી બેઠો થયો ને તેના નિત્ય નિયમ પ્રમાણે "બા !" નામની બૂમ પાડી ઉઠયો.

હર્ષઘેલી લક્ષ્મીએ દોડી જઇ બાબુને છાતી સરસો ચાંપી દીધો ને કેડે બેસાડી નીચે મા પાસે દર્શન કરાવવા લાવી. નિત્યના નિયમ પ્રમાણે બાબુએ હસતા મુખે માને પ્રણામ કર્યા પછી પૂજા કરતા તેના પિતાને તથા માતાને પ્રણામ કરી પ્રસાદની માગણી કરી. પિતાએ પ્રસાદ આપ્યો ને બાબુ ખાતો ખાતો જગદંબાને સામે ધરતો ધરતો આનંદ કરવા લાગ્યો.

*　　　　*　　　　*

આજે પ્રથમ નવરાત્ર હતું. અમાસની આખી રાત્રી દંપતિએ મંદિરની સાફસુફી ને નવા શરણાગરની ધમાલમાં તથા માના કુંભસ્થાપનની ધમાલમાં ગાળી. પૂજા–આરતિથી પરવારી પતિ માના મંત્ર જપમાં બેઠો ને પત્ની ગૃહકાર્યમાં લાગી ગઇ.

નવરાત્રમાં કંઈ કંઈ અવનવા ચમત્કારો જણાય એ સ્વાભાવિક જ હોય છે. કોઈને તે ચમત્કાર લાગે તો કોઈને માની અદભૂત લીલા જણાય ! ભકતવૃંદોને કેવળ માની પ્રસન્નતા ને દયા જ દેખાય ! જ્યાં રાત્રી દિવસ

કેવળ માનાં જ ગુણુગાન ચાલી રહ્યાં હોય, ત્યાંનું વાતાવરણ મા-મય બને તેમાં શી નવાઇ !

નવરાત્રીમાં સંધ્યાકાળે માની આરતિનું એ અનુપમ દૃશ્ય કોઇ અદ્‌ભુતજ હોય છે. આરતિ બાદ પ્રાર્થના-સ્તુતિમાં જ્યાં સર્વનો ઐકય આત્મીય-અવાજ નીકળે છે ત્યાં જાણે માજ ગોખમાંથી કૂદી પોતાના પ્રેમી બાલુડાંઓ સાથે ગાન કરવા બેસી ન ગઈ હોઇ! તેવો રંગ નિહાળાય છે. એ અનુપમ દર્શન ! એ ઝગઝગાટ! એ ભવ્યતા! એ મનોરમ્ય વિધ-વિધ દર્શનોથી ભકત-નયનો તૃપ્ત થાય એ ઓછા ભાગ્યની વાત છે? કયાં આપણું ચર્મચક્ષુ ને કયાં ભકતજનોનાં જ્ઞાનચક્ષુ!

નવરાત્રીમાંની સાત રાત્રી તો જોત-જોતામાં આનંદ અર્પતી પસાર થઈ ગઇ. આજે હતી અષ્ટમીની રાત્રી! સાત સાત રાત્રી સુધી બહારના મેદાનમાં ગરબાઓની જે રમઝટ ચાલી રહી હતી તેના કરતાં આજનો આનંદ તો ગુણીયલ નારીવૃંદનો જુદોજ હતો. લક્ષ્મીના આનંદની તો વાતજ શી હોય! તેનો પતિ પણ રાત્રે જે ભજનકિર્તન કરતો તેમાં આજનો રંગ પણ તેને ન્યારોજ દેખાયો! રાત્રીના બાર વાગી ચૂકયા! જેમ જેમ રાત્રી વીતવા લાગી તેમ તેમ આનંદ ઉત્સવમાં અભિવૃદ્ધિ થવા લાગી. જયારે લક્ષ્મી ગરબામાં એક તાન હતી ત્યારે તેનો પતિ પણ મા પાસે ભજનમાં એક-તાન હતો ! આજે તેના મુખમાંથી કોઈ અલૌકિક શબ્દો જાણે માની પ્રેરણાએજ નીકળી ચૂકયાઃ-

**''મા ! એક વાર મુજને મ્હારો' કહીને બોલાવો.''**

આની આ લીટી એકવાર નહિ પણ બે, ચાર, પાંચ વાર ગવાવા લાગી. ફરી ફરીને તે લીટી ગાતાં હૃદયના તાર ઝણઝણી ઉઠયા ! નયનમાંથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો, દેહ ભાન ભૂલાયું, છતાં યે મુખમાંથી 'મા....મ્હારો' આટલા શબ્દો નીકળવા લાગ્યા.

ખરેખર માને બાળક પ્રત્યે "મ્હારો" કહેતાં જે ઉમળકો આવે છે તે અલૌકિક જ હોય છે ! એનો એ બાળક, એની એ માતા; છતાં જનનીના હૃદયે પ્રેમઉભરો ઉભરાઇ આવતાં "મ્હારો કીકો" કહેતાં જે ભાવ પ્રગટે છે ને તે સમયે જનનીનું વાત્સલ્ય તેમજ પુત્રને પણ મળતો આનંદ એ તો અનુભવીઓ જ જાણે !

આજે લક્ષ્મીના પતિના હૃદયમાં એજ ભાવના ઉદ્ભવી અને માને તેની એજ વિનતિ હતી કે, "મા ! એકવાર મુજને 'મ્હારો' કહીને બોલાવો." આર્તનાદની પણ અવધિ તો હોય છે. જાણે ગોખમાં બીરાજેલી મા લાંબા હાથ કરી બાળકને તેડવા તલસી રહી ન હોય તેવું ભાવમયી દૃશ્ય દેખાઇ રહ્યું હતું. રડતા બાળકને જોઇ મા કદી બેસી રહે ખરી ? પળવારમાં જ ખડકીનાં બારણાં ઉઘડયાં. લક્ષ્મી અચાનક તૃષા લાગતાં ઘરમાં પાણી પીવા આવી. તે ઘરમાં આવી નિહાળે છે તો પોતાના પતિ પાસે કોઇ અજાણી બાલિકા શાંત બેસી રહી હતી. તેના પતિનું તે પ્રત્યે ધ્યાનજ ન હતું. બાલિકાને જોતાંજ લક્ષ્મીએ પ્રશ્ન કર્યો "શું તું પ્રસાદ લેવા બેઠી છે ?" બાલિકા ઉત્તર આપે તે પહેલાં તો

લક્ષ્મીએ પ્રસાદની થાળીમાંથી પ્રસાદ આપવા માંડયો. બાલિકા મૌન રહી ને માત્ર નકાર દર્શાવતું માથું ધૂણાવ્યું. "શું તારે પાણી પીવું છે?" તુરતજ લક્ષ્મીએ પાણીનો પ્યાલો ધર્યો. બાલિકા તે લઇને પી ગઇ.

'મા'ના આંગણે બીજા મહોલ્લામાંથી પણ કેટલીક નારીઓ ગરબા ગાવા આવતી હતી. જેથી લક્ષ્મીના મનમાં કે છોકરીને પ્રસાદ નહિ મળ્યો હોય, અગર તો પાણી પીવું હશે તેથી ઘરમાં આવી છે. પાણી પાયા બાદ તે બાલિકાને લક્ષ્મીએ કહ્યું: "જાઓ હવે બહાર ગરબામાં રમો." બાલિકા તુરતજ ઉઠી. તેણી પરસાળમાંથી જ્યાં ચોકમાં આવી ત્યાં તો વિજળીના જેવો ઝબકારો થયો. લક્ષ્મીએ પાણી પીવા હાથમાં લીધેલું પવાલું એકદમ નીચે પડી ગયું! તેનો પતિ પણ એ પ્રકાશથી એકદમ ઝબકયો! એ પ્રકાશ પળવારમાં અદૃશ્ય થઇ ગયો સાથે સાથે "મ્હારો" એ મીઠો રણકાર સંભળાવતો ગયો!

બન્ને પતિ પત્ની ચોકમાં એકદમ કૂદી આવ્યાં પરંતુ ત્યાં ન મળે બાલિકા કે અન્ય કોઈ! ખડકીના બંધ બારણે બાલિકા અદૃશ્ય થઇ ગઇ!

બન્ને પતિપત્ની માની અદ્‌ભૂત લીલા નિહાળી સ્તબ્ધ જ બની ગયાં.

**એ ધન્ય ઘડી! એ ધન્ય પળ!! ગઇ તે ગઇ!!!**



# ૫—સ્વર્ણમયી દેવી



આ ભકતનારીએ દેવીનું બીરૂદ મેળવ્યું હતું એટલુંજ નહિ પણ તેમની કુખે મહાત્મા વિજયકૃષ્ણ ગૌસ્વામીનો જન્મ થયો હતો. આ મહાપુરૂષની માતા તે દેવી સ્વર્ણ-મયી. સ્વર્ણમયી નામ પ્રમાણેજ તેમનું શરીર સુંદર હતું એટલુંજ નહિ પણ અનેક સદ્ગુણો ને ભકિતથી તેમનું મન ભરપૂર હોવાથી તેમનું જીવન આજે પણ આપણને સુવર્ણ સમાન પ્રકાશ આપી રહ્યું છે.

સ્વર્ણમયીદેવીનો જન્મ નદીયા જીલ્લાના શીકારપુર ગામમાં થયો હતો. તેમના પિતા ગૌરીપ્રસાદ અત્યંત ભકત હતા. આ દેવીજીનો જન્મ એક કૃપાપ્રસાદરૂપજ થયો હતો. તેમનાં માતપિતાને ઘણા સમય સુધી એક પણ સંતાન નહોતું. માતપિતાની બહુ મોટી ઉંમરે એક મહા-ત્માના આશીર્વાદથી તેમનો જન્મ થયો હતો. આ મહાત્મા કોઇ દેવીભકત હતા ને જ્યારે તેમનો દેહાંત થયો ત્યાર-પછી પણ કોઇ કોઈ વાર સ્વર્ણમયીના દેહમાં તેમનો આવિર્ભાવ થતો હતો.

સ્વર્ણમયીદેવીમાં બાલપણથીજ ધાર્મિક સંસ્કારો રેડાયા હતા. યોગ્ય ઉંમર થતાં શાંતિપુરના આનંદકિશોર ગૌસ્વામીની સાથે તેમનાં લગ્ન થયાં. તેમના પતિ એક ઉચ્ચ

કોટિના સાધક હતા જેથી સ્વર્ણમયીદેવીના હૃદયમાં રોપાયેલ ભકિતબીજો ફાલવા લાગ્યાં. સ્વર્ણમયીદેવી જેવી દયાળુ સ્ત્રીયો જગતમાં વિરલ હોય છે. કોઇનું દુઃખ તેમનાથી જોયું જતું નહિ. કોઇને દુઃખી દેખતાંજ જે કાંઈ બની આવે તે તરત આપી દેતાં. પાસે પૈસો ન હોય તો પછી ઘરની કોઇપણ વસ્તુ થાળી, વાટકી કે અન્નાદિ જે કંઇ હોય તે આપી દેતાં. તેમના આવા સ્વભાવને લીધે કોઈ કોઇ વાર ઘરમાં બધાંને અપવાસ થતો.

માઇનું નામસ્મરણ કરતાં અતિ પ્રેમવશાત્ રૂંવાડે રૂંવાડે તેમને પ્રસ્વેદની ધારા ફૂટતી અને પોતાનાં વસ્ત્રો પણ ભીંજાઇ જતાં. તે એવા ભાવથી નામસ્મરણ કરતાં કે સાંભળનાર પાષાણ હૃદયનો હોય તે પણ પીગળી જતો. તેમને ભાવાવસ્થા પણ ઘણી વાર થતી હતી.

આ દેવીની કૂખે મહાત્મા વિજયકૃષ્ણનો જન્મ થયા પછી તેઓ વિધવા બન્યાં જેથી ગૃહ ચલાવવાનો બધો ભાર પોતાને માથે આવી પડયો. સંસારનો આ ભાર તેઓ પોતાને માથે નથી તેમ માનીને જ સંસારનાં સુખ દુઃખ સરખાં માનવા લાગ્યાં.

\+ + +

સ્વર્ણમયી દેવી પોતાના ગુણોને લીધે એક માતાજી તરીકે જ ઓળખાવા લાગ્યાં. ઉચ્ચ–નીચ ગમે તે હોય તે સામું નહિ જોતાં, ભૂખ્યાને અન્ન આપતાં, રોગીની દવા

કરતાં અને દુ:ખિયાંને દિલાસો આપતાં. બીજાને ખવડાવતાં તેમને બહુ આનંદ થતો. હંમેશાં ચાર પાંચ જણુ ઘરનાં ઉપરાંત કોઇપણુ દીનદુ:ખીને શોધી લાવી સૌને જમાડીને જ પોતે જમતાં.

શાંતિપુરના બજારમાં કેટલીયે ગરીબ દુ:ખી સ્ત્રીઓ શાકભાજી વેચવા આવતી. શાકભાજી વેચીને ઘેર જતાં તો ઘણીવાર બપોર થઇ જતા. માતાજી આ ભૂખી અને દીન દુ:ખી સ્ત્રીઓને પોતાને ત્યાં લઇ જઇ ઘણા હેતથી જમાડીને વિદાય કરતાં. તેઓ કહેતાં કે, “જે પોતાનું જ રાંધીને બેસી રહે છે તે તો શિયાળ કૂતરાં જેવાં જાણુવાં. ગૃહસ્થાશ્રમીથી તો પાંચ જણુથી ઓછી રસોઇ કરી શકાયજ નહિ.” કંજૂસ મખ્ખીચૂસો વિષે તેઓ કહેતાં કે, “અરે ! એમની તો મને બહુ દયા આવે છે. બિચારા સાધન છતાં પણુ કોઇ દિવસ ધરાઇને ખાઈ શકતા નથી.” આથી માતાજી એવા કંજુસોને તો બહુ પ્રેમથી જમાડતાં.

એક વાર શાંતિપુરમાં એક ગાંડી બાઇ આવી ચઢી. તેના વીખરાયેલા વાળ, ફાટચાં તૂટયાં વસ્ત્ર અને ઢંગધડા વગરની રીતભાત જોઇને સૌ તેને સતાવવા લાગ્યા. ટીખળી બાળકો તેની પાછળ પડયાં અને તેને ચીઢવવા લાગ્યાં. કોઇ તેને શરીરે ધૂળ નાખતું, તો કોઇ ઢેખાળા ફેંકતું. આટલું બધું થતું તોયે તે બિચારી કોઇને કશુંયે કહેતી નહિ, માત્ર કયારેક તે કારમી ચીસ પાડી પોતાનું દુ:ખ

વ્યક્ત કરતી હતી. માતાજી સ્વર્ણમયી દેવી તેની આવી દુઃખી દશા જોઇને ઘણા હેતથી પોતાને ઘેર લેઇ ગયાં. અને તેને માથામાં તેલ નાખી ગરમ પાણીથી સારી પેઠે ચોળીને નવડાવી. આ પ્રમાણે માથું તથા શરીર હલકું થવાથી તે બાઈને કાંઈક હોંશ આવી. પછી તેણે કહ્યું કે "મા! તમેજ મને બચાવી છે હો, આવું તો કોઇએ મને કર્યું નથી. સૌએ મને ગાંડી ગાંડી કહીને દુઃખજ દીધા કર્યું છે. તમે તો સાક્ષાત્ યોગમાયા છો." પાછળથી ખબર પડી કે આ ગરીબ બાઇનો એકનો એક છોકરો ગુજરી જવાથી તેની આ દશા થઈ હતી. પછી માતાજીએ તેને દિલાસો આપી તેને ઘેર પહોંચતી કરી.

એક વખત શિયાળામાં સંધ્યાકાળે માતાજી કલકત્તાના રાજમાર્ગે થઈ કાલીમાતાનાં દર્શન કરવા કાલીઘાટ તરફ જતાં હતાં. ત્યાં રસ્તામાં એક વારાંગના ઉભી હતી. માતાજીનું તેના તરફ કંઈ ખાસ ધ્યાન ખેંચાયું નહિ, તેથી સીધાં કાલીઘાટ ચાલ્યાં ગયાં; પણ પાછાં ફરતાં તેજ સ્ત્રીને ત્યાં ટાઢે થરથરતી ઉભેલી જોઈ તેમને દયા આવી. તત્કાળ પોતાની પાસે જે ઓઢવાનું હતું તેને આપી દઇ કહ્યું કે, "બ્હેન! ટાઢથી હવે નકામી હેરાન થા નહિ; જા, ઘેર જઇને સૂઇ રહે."

દયાળુ માતાજીને પોતાનું કે પારકું એવો ભેદભાવ નહોતો. તેઓ સૌને સમદૃષ્ટિથી જોતાં. માતાજીનો વાત્સલ્ય પ્રેમ પણ અલૌકિક હતો. તેમના પુત્ર-પ્રેમ વિષે વાત

કરતાં ગોસ્વામીજીએ એક વખત કહ્યું હતું કે, "જ્યારે મને પરદેશમાં કંઇ દુઃખ આવતું કે માંદો થતો અથવા કોઇ હિંસક પશુના ઝપાટામાં આવી જતો, ત્યારે દુઃખનો માર્યો "ઓ મા!" એમ કહીને તેમને સંભારતો. પછી જ્યારે ઘેર આવતો, ત્યારે તે એકે એક દિવસની વાત મને કહી દેખાડે ત્યારે મને નવાઇ લાગતી. ગયાના આકાશ-ગંગા પહાડ પર મને ઠેસ વાગી હતી અને એવી કળ ચઢી હતી કે "ઓ મા....ઓ....મા!" એમ મારાથી બૂમ પડાઈ ગઇ હતી. પછી જ્યારે ઘેર આવ્યો ત્યારે માતાજીએ કહ્યું "ભાઇ! તને બહુ વાગ્યું હતું? તને જેવી ઠેસ વાગી હતી તેવીજ તે દિવસે મને પણ લાગી હતી. મને વિચાર થયો કે, હું ઘરમાં બેઠી છું ત્યાં ઠેસ ક્યાંથી વાગે? તે વખતે તારી ચીસ મને સંભળાઈ એટલે મેં જાણ્યું કે, તને કંઇક વાગ્યું છે."

માતાજી સાધનના બળે સર્વ જાણી શકતાં હતાં એટલુંજ નહિ પરંતુ પ્રેમના લીધે તે પોતે તે અનુભવી શકતાં હતાં તે માતા-પુત્રની આ બીનાથી જાણી શકાય છે.

+ + +

માતાજીના દેહમાં જ્યારે આવિર્ભાવ થતો ત્યારે તે ઘણો વખત ગાંડાની માફક પડી રહેતાં તો કેટલીકવાર જંગલોમાં નાસી છુટી હિંસક પશુઓ સાથે રમત કરતાં. આ સંબંધમાં ગોસ્વામી કહે છે કે, "જ્યારે હું લાહોર હતો ત્યારે મને અચાનક કાગળ મળ્યો કે માતાજી ગાંડાં થઇને ક્યાંક નાસી ગયાં છે કાગળ વાંચી મને ફાળ પડી. તરતજ હું

ત્યાંથી રવાના થઇ ઘેર આવ્યો. મેં ઘેર આવી તપાસ કરી પરંતુ તેમનો પત્તો લાગ્યો નહિ. એટલે મેં સાદ પડાવ્યો કે, 'મારી માને શોધી લાવે તેને જતાં આવતાનું ભાડું તથા ઉપર પચીસ રૂપીઆનું ઇનામ આપીશ.' આખા જીલ્લામાં અને દરેક થાણામાં આ સાદ પડાવ્યો, પણ કોઇ માતાજીનો પત્તો શોધી શક્યું નહિ. પછી તો હુંજ શોધવા નીકળ્યો. એક દિવસ રાણાઘાટ પાસે ઉભો હતો એવામાં કેટલાક લોકોને વાતો કરતા સાંભળ્યા કે, 'એક ગાંડી બાઇ ખૂબ જલદી જલદી દોડી જાય છે.' મેં પૂછયું કે; 'તમે તેને કયાં અને કઈ બાજુએ જતી જોઈ?' તેમણે વનગ્રામ પાસેનું કોઇ ગામ કહ્યું. હું તે ગામ તરફ જતો હતો ત્યાં રસ્તામાં કઠિયારા વાતો કરતા જતા હતા કે, 'કેવી અદ્‌ભુત બાઈ! વાઘના પેટનું ઓસિકું કરીને નિરાંતે સૂતી છે!'

મેં તેઓને તે સ્ત્રી વિષે પૂછતાં તેમણે કહ્યું કે, 'અમે વનમાં લાકડાં કાપવા ગયા હતા ત્યાં એક આશ્ચર્યભરેલી બાબત દીઠી. એક ગાંડી બાઇ વાઘના પેટનું ઓસિકું કરીને સૂતી હતી અને તે વાઘ પણ તે સ્ત્રીના મુખ તરફ એકી નજરે જોઇ રહ્યો હતો. આ વાત સાંભળી હું તે જંગલની ઝાડીમાં દાખલ થયો. પછી શોધતાં શોધતાં એક સ્થાને માતાજીને સાચેસાચ વાઘના પેટ પર માથુ રાખી સૂતેલાં જોયાં. પછી મેં ગામમાં જઈ કેટલાંક ભલાં માણસોને આ વાત કરી તેથી તેઓ પણ મને સહાય

કરવા મારી સાથે જંગલમાં આવ્યાં. અમને આઘેથી સંભળાયું કે, માતાજી જાગ્યાં છે અને વાઘને કહે છે કે, 'વાઘ! તું કોનું વાહન છે? મારૂં? જો તેમ હોય તો મને પીઠ પર બેસાડ જોઇએ. ના, ના, તું મારો નથી જણાતો. હું તો કાલિકા છું. દશભુજા દેવી નથી. હું દશ-ભુજા દુર્ગા હોત તો તું મને પીઠપર બેસાડત.'

માતાજીની આવી વાત સાંભળી અમે સૌ આશ્ચર્ય-ચકિત થયાં. અરે! પણ આ કેવું આશ્ચર્ય? વાઘ માતા-જીને જરા પણ ઇજા કરતો નથી. પછી થોડી વાર રહીને માતાજી બોલ્યાં: 'વાઘ! તું બેસ, હું તારા માટે કંઇક ખાવાનું લઇ આવું.' આમ કહી તે ઝાડીમાંથી બહાર આવવા લાગ્યાં. માતાજી પાસે આવ્યાં કે તરતજ હું તેમને પગે પડયો. મને જોઇ તેમણે કહ્યું, 'અરે તું કોણ છે?'

મેં વિચાર્યું કે, અત્યારે ઓળખાણ આપવાનો કંઇ અર્થજ નથી. તેથી કહ્યું કે, 'હું આપનો દાસ.'

માતાજીએ કહ્યું, 'દાસ વળી કેવો? વાતો કરવાથી કંઇ દાસ થવાય છે કે? ઓહો ઓળખ્યો! ઓળખ્યો! તને તો ઓળખતી હોઉં એમ લાગે છે.'

મેં કહ્યું 'આખા જગતને જાણનારાં મા! તમે મને કેમ ન ઓળખો?' માતાજીએ જવાબ આપ્યો, 'ના, એમ નથી. તને મેં કયાંક જોયો હોય એમ લાગે છે.'

હું તો પછી વારંવાર પ્રણામ કરવા લાગ્યો. થોડીવાર પછી માતાજીએ ઉંડો નિસાસો નાખી કહ્યું, 'તું આટલા

દિવસ કયાં હતો ?' હવે મને લાગ્યું કે માતાજીને કંઇક ચેતન આવ્યું છે, તેથી જવાબ આપ્યો કે, 'હું લાહોર હતો.' આમ કહી ગામમાંથી તેલ મંગાવીને મેં માતાજીને માથે ઘાલવા માંડયું. પછી માતાજીને સ્નાન કરાવ્યું. અને નવાં વસ્ત્ર પહેરવા આપી તુલસીકયારા પાસે આસન પાથરી કહ્યું કે, 'માતાજી! હવે સંધ્યાવંદનાદિ કરો'

માતાજીએ કહ્યું, 'એ વળી શું?' મેં કહ્યું, 'કેમ? તમને યાદ નથી, લો હું કહી સંભળાવું.' પછી નાનપણમાં મને માતાજીએ જે મંત્ર આપ્યો હતો તે મેં તેમના કાનમાં કહ્યો. મંત્ર સાંભળતાંજ માતાજીની આંખમાંથી અશ્રુધારા વહેવા લાગી. આખરે માતાજી બરાબર સ્વસ્થ થયાં પછી હું તેમને લઈ શાંતિપુર આવ્યો."

ટુંકમાં એટલુંજ કે માતાજી સ્વર્ણમયી દેવી માત્ર નામસ્મરણ કરવાથી જ આગળ વધી શકયાં હતાં. નિષ્કામ ભકિતપ્રેરિત સખીજ નામ શ્રવણથી સત્વગુણ પ્રધાન તેમનું હૃદય નાચી ઉઠતું અને તેમના હૃદયમાંથી જે આનંદની છોળો ઉછળતી તે જાણે સત્વગુણ પ્રધાન વૃક્ષ જેમ કેટલીક વાર આનંદમાં ખીલી ઉઠે છે અને પૃષ્પવૃષ્ટિ કરીને સર્વને સુગંધ આપે છે તેમ માતાજીના જીવન-પુષ્પની સુગંધ આજે પણ આપણને આવી રહી છે.

**ધન્ય હો માતા સ્વર્ણમયી દેવીને !**



# ૬—દેવી રાણી ભવાની



દેવી રાણી ભવાની નાટૂર નામના ગામની જાગીરદાર હતી. આ નાટૂર કલકત્તા નજીક આવેલ છે. તેના પતિનું નામ રાજા રમાકાન્ત. તેઓ રાણી ભવાની, બે પુત્રો ને એક પુત્રી મૂકી યુવાવસ્થામાંજ સ્વર્ગવાસ પામ્યા હતા. ભાગ્યવશાતે આ બને બાળકો પિતાના સ્વર્ગવાસ પછી ટુંક સમયમાંજ પિતા પાસે દોડયા, હવે રહ્યાં માતા-પુત્રી. પુત્રીનું નામ તારા હતું. તેણી પણ યૌવનના ઉંબરામાં પ્રગરણ માંડતાંજ વિધવા થઇ. આવા વિષમ વાદળોથી રાણી ભવાનીની મનોવેદના ઘણી અસહ્ય થઈ પડી.

રાણી ભવાનીની પૂર્વાવસ્થા, તેની રાજ્ય ચલાવવાની શકિત, ઉદાર નીતિ, તથા બંગાળના ઇતિહાસમાં તેણે બતાવેલી દીર્ઘદર્શિતા આદિનો પરિચય આ સ્થાને આપવાની આવશ્યકતા ન હોવાથી તેના જીવનના બીજા ગુણો કે જેની સાથે આપણે ધાર્મિક સબંધ છે તેનો પરિચય ઉલ્લેખીએ.

*　　　*　　　*

બચપણથીજ દેવતા અને ધર્મ ઉપર રાણી ભવાનીને વિશેષ શ્રદ્ધા હતી. ભકિત અને લોકસેવા તરફ તેનું ચિત્ત મૂળથીજ વધારે આકર્ષિત હતું. તે સાધવી હતી ત્યાંસુધી

જમીનદારીનો વહીવટ તેના સ્વામીના હાથમાં હતો. તેના હાથમાં પૈસો છુટથી આવતો નહિ, છતાં પણ જેટલું ધન તેને મળતું તેનો ઉપયોગ એ છુટે હાથે ધર્મકાર્યમાં અને લોકસેવામાં કરતી. એ વખતે પણ તેણે અનેક સ્થળોએ મંદિરો બંધાવ્યાં હતાં. જે સ્થળોએ માણસોને પાણીની તંગી પડતી હતી ત્યાં જળાશયો ખોદાવ્યાં હતાં. અન્ન-વસ્ત્ર આપીને અનેક દુઃખીઓનાં દુઃખ નિવારણ કર્યાં હતાં. ગરીબ બ્રાહ્મણો અને બીજા લોકોની કન્યાઓનાં કન્યાદાન પોતાને ખર્ચે કરાવી આપ્યાં હતાં, આ પ્રમાણે તેણે સ્વામીની હયાતીમાં પણ સેંકડો પુણ્યકાર્ય કર્યાં હતાં, પરંતુ સ્વામીના મૃત્યુ પછી જ્યારે આખી જમીનદારીનો વહીવટ તેના હાથમાં આવ્યો ત્યારે તો તેણે એવાં સત્કાર્યોમાં લાખો રૂપીઆ ખરચ્યા હતા. પ્રથમથીજ દેવીસેવા ઉપર તેની કેવી ઉંડી ભકિત હતી, તે સંબંધી એક ઉત્તમ દંતકથા પ્રચલિત છે.

એક વખતે તેમના પતિ રાજા રમાકાન્તે મોતીના બે હાર ખરીદ કર્યા અને તે હાર રાણી ભવાનીના હાથમાં મૂકીને કહ્યું "આમાંનો એક હાર તારો છે અને એક કાળીમાતાને માટે છે." રાણીભવાનીએ જોયું તો એમાંનો એક હાર તો ઘણોજ સરસ હતો અને બીજો કંઇક હલકો હતો. તેણે પતિને પૂછ્યું કે "આમાંનો કયો હાર દેવીને ચડાવવા ધારો છો?" રમાકાન્તે હસીને કહ્યું "આ હલકો હાર! અને આ કિંમતી હાર તારે પોતાને સારૂ આણ્યો છે."

રાણી ભવાનીએ કહ્યું–"મેં વિચાર કર્યો હતો કે સારો હાર છે તે દેવીને ચડાવીશ, પણ હવે આપણી બન્નેની ઈચ્છા પૂર્ણ થાય એવું કરવું જોઇએ. બન્ને હાર દેવીને ચડાવી દો." રાણીની દેવી પ્રત્યેની ભકિતથી વિસ્મત અને મુગ્ધ થઇ જઇને રાજા બોલ્યા–"ઠીક તારી એવી ઇચ્છા છે તો હું એમજ કરીશ."

મોતીના બન્ને હાર દેવીને સમર્પણ થયા.

* * *

વિધવા થયા પછી તે જીંદગીના છેલ્લા દિવસ સુધી રાણી ભવાનીએ કઠોર બ્રહ્મચર્ય પાળીને ધર્મ અને કર્મ-મય જીવન ગાળ્યું હતું. નાટોરમાં ન રહેતાં એ ઘણું ખરૂં ગંગા કિનારે બડનગરમાંજ રહેતી. ચાર ઘડી રાત રહે ત્યારે એ ઉઠતી અને બે કલાક સુધી જપ કરતી. ત્યાર પછી અંધારામાંજ પોતાને હાથે ફુલ તોડીને પ્રાતઃસ્નાન કરીને ઘાટ ઉપર બેસીને બે કલાક સુધી શિવપૂજા અને ગંગાપૂજન કરતી, ત્યારપછી સઘળાં દેવાલયમાં ફરીને દર્શન કરી આવીને ઘેર પાછી આવતી. ઘેર આવ્યા પછી થોડો વખત સુધી પુરાણ સાંભળતી અને ઇષ્ટદેવતાની પૂજા કરતી. ત્યારપછી સાધારણ ફળાહાર કરીને ઘરનાં સઘળાં મનુષ્યોના ભોજન ઉપર દેખરેખ રાખતી. ત્યારપછી પોતાને હાથે રસોઇ કરીને દશ બ્રાહ્મણોને જમાડીને પોતે જમતી. ભોજન કરી રહ્યા પછી આચમન કરીને દિવાનખાનામાં

જઈને કુશાસન ઉપર બેસતી. ત્યાં આગળ અમલદારોની પાસેથી રાજ્યનું કામકાજ સાંભળતી અને કાગળપત્ર વાંચીને યોગ્ય હુકમો આપતી.

એ બધુ દુઃખ થઇ રહ્યા પછી પાછી અંદર જઈને પુરાણ સાંભળવા બેસતી. બે ત્રણ કલાક પછી અમલદારો કાગળો ઉપર તેની આજ્ઞા મુજબ લખીને આપતા એટલે એ તેમના ઉપર વાંચીને સહી કરી આપતી.

સંધ્યાકાળે પાછી ગંગાકિનારે જઈ સંધ્યાનું અહ્નિક કરતી તથા ગંગાજીમાં ઘીનો દીવો મૂકી આવતી સંધ્યાકાળ પછી ઘેર પાછી આવીને મોડી રાત સુધી જપ કરતી. જપ કરી રહ્યા પછી થોડુંક જળ પીને દિવાનખાનામાં બેસીને રાજ્ય સંબંધી કામકાજ કરતી, રૈયતની અરજીઓ સાંભળતી અને ઇન્સાફ આપતી. ત્યારપછી મળવા આવનાર લોકો સાથે મેળાપ કરતી. આ પ્રમાણે આખો દિવસ કામકાજમાં વ્યતીત થતો, ઘરમાં ગયા પછી તે જાતે તપાસ કરતી, કે સૌ કોઇ ક્ષેમકુશળ છે કે નહિ અને કોઇને કોઇ જાતની અડચણ તો નથી પડતી? આટલી બધી ચોકસી કર્યા પછી એ પોતે સૂઈ જતી.

પોતાની ગંજાવર જમીનદારીમાંથી તેને લાખો રૂપીયાની આવક થતી. બ્રહ્મચારિણી કઠોર વ્રત પરાયણા વિધવા ભવાની પોતાના શણગારમાં અને ભોગવિલાસમાં કાંઇપણ ખર્ચ કરતી નહિ. કુટુંબીઓનું પાલનપોષણ કરવામાં તથા

પોતાના દરરોજના વ્રતનિયમમાં જે કંઈ ખર્ચ થતું, તે ઉપરાંતની બધી આવક દાનમાં અને લોકોપયોગી કામોમાં ખર્ચતી એ ધનનો તે ખજાનામાં સંચય કરતી નહિ.

તેણે બ્રાહ્મણ, અતિથી, તીર્થવાસી અને ભિન્નભિન્ન પ્રકારના સંન્યાસીઓને માટે દર વર્ષે એક લાખ એંશી હજાર રૂપિયાની તો રોકડ વૃત્તિઓ બાંધી આપી હતી.

રાણી ભવાની પોતાની જમીનદારીમાં તથા બીજાઓની જમીનદારીમાં ઘણા દરિદ્ર લોકોને કરની માફીવાળી જમીન દાન આપતી અને એમ કરીને સેંકડો ગરીબોની સદાને માટે આશિશ મેળવતી.

*　　　　*　　　　*

નાટોર શહેરમાં રાજશાહી નગરમાં અને બીજી ઘણી જગ્યાએ તેણે દેવાલયો અને જળાશયો બંધાવ્યાં છે. દેવાલયોમાં નાટોરની પાસે કરતોયાના કિનારે આવેલા ભવાનીપુર તીર્થમાં **અન્નપૂર્ણાનું** મંદિર વિશેષ પ્રખ્યાત છે. એ મંદિરની સ્થાપના સબંધી એક ઘણી સુંદર દંતકથા પ્રચલિત છે.

ભવાનીપુરના તીર્થસ્થાનની માનતા માન્યાથી કોઇ એક ધનવાન મુસલમાન દિલ્હીના દરબારમાં એક મુકદ્દમો જીત્યો હતો. કૃતજ્ઞ હૃદયે એ મુસલમાને એ દેવીને માટે એક સુંદર મંદિર બંધાવી આપ્યું, પરંતુ એ મંદિરનુ બહારનું સૌન્દર્ય એટલું બધુ વધારે હતું કે લોકો મુગ્ધ થઇ

જઇને દેવીનાં દર્શન કરવાની વધારે દરકાર રાખતા નહિ. એવી દંતકથા ચાલે છે કે, રાણી ભવાનીએ એક દિવસ સ્વપ્નામાં દેવીને જોયાં, દેવીએ તેમને કહ્યું કે, 'લોકો મારા મંદિરનાં બહારથીજ દર્શન કરીને ચાલ્યા જાય છે, અંદર આવીને મારાં દર્શન કરવા કોઇ વધારે વાર સુધી થોભતું નથી. તું મારા મંદિરને અંદરથી સુંદર બનાવી દે."

દેવીની આજ્ઞા માનીને રાણી ભવાનીએ દેવીના મંદિરને અંદરથી એવી સરસ રીતે સજાવી દીધું કે તેની આગળ મંદિર બાહ્યસૌન્દર્ય બીલકુલ ઝાંખુ પડી ગયું. લોકોને અંદર ગયા પછી બહાર આવવાનું મન થતું નહિ.

ભવાનીપુરના તીર્થમાં જવા સારૂ તેણે નાટોરથી ભવાનીપુર સુધી એક વિશાળ સડક બંધાવી હતી. એ સડક લગભગ પચાશ માઇલ લાંબી છે. એ બધા રસ્તા ઉપર ઠેકાણે ઠેકાણે વિસામા બનાવ્યા છે. ત્યાં આગળ મુસાફરોને ખાવાપીવાને માટે બધી જાતની સગવડ રાખવામાં આવી હતી. એ રસ્તાને લોકો "ભવાની મંગલ" કહે છે.

રાણી ભવાની દરેક દુર્ગોત્સવને પ્રસંગે જે દાન કરતી હતી. તેની કથા સાંભળીને આપણે અવાક્ થઈ જઇએ છીએ. દર વર્ષે બે હજાર કુમારિકાઓ અને સધવાઓને, તે ઉંચી જાતની સાડી, ચુડીઓ અને સોનાની નથ એટલાં વાનાં આપતી. પડવાથી નવમીના દિવસ સુધી દરરોજ એકસો કુમારિકાઓને સોનાનાં ઘરેણાં આપી તેમની પૂજા

કરતી. બ્રાહ્મણ પંડિતોને પચાસ હજાર રૂપિયા દાન કરતી. તે ઉપરાંત હજારો દીન–દુઃખી અને કંગાલોને ભોજન કરાવીને તથા દાન આપીને તૃપ્ત કરતી.

બધાં દીન દુઃખી મનુષ્યો હમેશાં તેની આગળ પહોંચી શકતાં નહિ એટલા સારૂ શકિત ભવાનીએ પોતાના વિશ્વાસુ અમલદારોને તેમના હોદ્દા અનુસાર એકથી તે સો રૂપિયા સુધી વગર રજાએ દાન કરવાની સત્તા આપી હતી.

કોઇ પણ બાબતમાં અમુક રકમ દાન કરવાનો સંકલ્પ કર્યો પછી ગમે તેટલી અડચણ આવી પડે તો પણ તે પોતાનો સંકલ્પ બદલતી નહિ. અતિશય દાનને લીધે તેના ખજાનામાં ઘણું ધન એકઠું થતું નહિ. એક વખત રાજ્યની આવક સારી ન થઇ તેથી સંકલ્પ અનુસાર દાન કરવામાં ઘટાડો પડયો. એ વખતે તેણે ખેતરોમાંનું અનાજ વેચી દેવાનો હુકમ આપ્યો એમાંથી ત્રણ લાખ રૂપિયા વસુલ થયા, પણ એટલાથી પણ એને સંતોષ ન થયો. પોતાનાં ઘરેણાં વેચીને તેણે બાકીના રૂપિયા એકઠા કર્યા અને દાન ધર્મની પોતાની વાંચ્છના પૂર્ણ કરી.

દાન ધર્મ વગેરે માટે કાશીમાં રાણી ભવાનીની આજ દીન સુધી અત્યંત કીર્તિ છે. કાશીના લોકો રાણી ભવાનીને સાક્ષાત્ અન્નપૂર્ણા દેવીરૂપે પૂજતા. હજુ પણ કાશીવાસીઓ પ્રાતઃકાળમાં વિશ્વેશ્વર અને અન્નપૂર્ણા દેવીના નામની સાથે રાણી ભવાનીના નામનું પણ ઉચ્ચારણ કરે છે.

પહેલીવાર જ્યારે એ કાશીની યાત્રાએ ગઇ હતી. ત્યારે તેની સાથે ૧૭૦૦ નૌકાઓ હતી. ત્યાર પછી એ દરવર્ષે પોતે આરંભ કરેલા દાન ધર્મને ચાલુ રાખવા માટે એક હજાર નૌકા ભરીને સામગ્રી કાશી મોકલતી.

તીર્થક્ષેત્રમાં અનેક મંદિરો બંધાવીને તથા અનેક મૂર્તિઓની સ્થાપના કરીને તેમના નિભાવને માટે તે વર્ષાસન બાંધી આપતી. અન્નપૂર્ણાના મંદિરમાં દરરોજ પચીશ મણ ચોખા વહેંચાતા. બીજા મંદિરોમાં તેના તરફથી જે અન્ન વહેંચવામાં આવતું તેમાંથી ચાર-પાંચ હજાર માણસો ભોજન કરી શકતાં. અન્નક્ષેત્રમાં દરરોજ ૧૦૮ સધવાઓ અને કુમારીકાઓને જમાડવામાં આવતી; તથા તે દરેકને અકેક રૂપીઓ દક્ષિણા મળતી. એક મોટા ચરૂમાં દરરોજ આઠ મણ ચણા પલાળી રાખવામાં આવતા હતા, જેમાંથી લોકોને ઇચ્છાનુસાર ચણા લઈ જવાની રજા હતી. દરિદ્ર, વૃદ્ધ અને અશક્ત તીર્થવાસીઓને રાણી ભવાની તરફથી રહેવાને ઘર અને ખોરાકીને માટે નાણું મળતાં. એમનું મૃત્યુ થતુ ત્યારે તેમને અગ્નિસંસ્કાર તથા શ્રાદ્ધનો ખર્ચ પણ રાણીસાહેબ તરફથી થતો હતો.

શિવજીના ત્રિશૂળ ઉપર સ્થાપિત થયેલા મૂળ કાશી નગરનો આકાર ત્રિશૂળના જેવો છે અને એની સરહદનું પરિમાણ પાંચ ગાઉ છે, એટલા માટે કાશી પંચકોશી કહેવાય છે; પરંતુ પંચકોશીની હદ કયાંથી કયાં સુધી છે,

તે કોઇ નકકી કરી શકયું નથી. રાણી ભવાનીને ઇચ્છા થઇ કે, આ પંચકોશીની અંદર વર્ષના દિવસના હિસાબે ૩૬૫ ઘર બંધાવવાં અને એ ઘરોને તીર્થવાસીઓના ઉપયોગ માટે દાન કરી દેવાં. આ ઉપરથી રાણી ભવાનીની ઇચ્છા મુજબ કાશીના પ્રસિદ્ધ બ્રાહ્મણોએ અટકળ કરીને પંચકોશીની એક સીમા બાંધી આપી. રાણી ભવાનીએ એ હદની અંદર એક મોટો રસ્તો બનાવરાવ્યો અને ૩૬૫ ઘર બંધાવી આપીને તીર્થવાસીઓને માટે અર્પણ કરી દીધાં. એ રસ્તાની બાજુમાં થોડે થોડે અંતરે અકેક વિસામો તથા કૂવો બંધાવી આપ્યો તથા છાયાને માટે એક એક ઝાડ વવરાવ્યું. થાકેલા પાકેલા મજુર લોકો એ વિસામા ઉપર પોતાનો ભાર ઉતારતા તથા કૂવામાંથી પાણી પીને વૃક્ષની છાયામાં બેસી તાજા થઇને પાછા પોતાનો બોજો માથે ચઢાવીને ચાલ્યા જતા. "ધર્મઢોકા" નામે એ જગ્યાઓ હજી પણ વર્તમાન છે.

એ ઉપરાંત રાણી ભવાનીએ એક એક ગાઉને અંતરે તળાવ કે મોટા કૂવાઓ ખોદાવ્યા હતા, તીર્થવાસીઓને એ પંચકોશીના માર્ગમાં યાત્રા કરતા તથા વચમાંના દેવાલયોની પૂજા કરતાં બે વાગે છે એ માટે પ્રવાસીઓને સારૂ ચોખા, દાળ, શાકભાજી, ફળમૂળ, વસ્ત્ર, વાસણ કુસણ વગેરેની પણ ગોઠવણ કરવામાં આવતી.

રાણી ભવાનીની દયાનો લાભ કેવળ મનુષ્યોનેજ મળતો એમ નહિ, પરંતુ પક્ષીઓને માટે પણ એ પંચ-

કોશીની અંદર ઠેકાણે ઠેકાણે દાણો નંખાતો અને કીડીઓના દરમાં ખાંડ અને ગોળની ગોળીઓ બનાવી નાખતી.

કાશીવાસીઓ રાણી ભવાનીના ઉપર એટલી બધી શ્રદ્ધા અને ભકિત રાખતાં કે રાણી ભવાનીએ નક્કી કરેલી પંચકોશીની સીમા, '**પંચકોશી કાશી**' એવા નામથી ઓળખાવા લાગી.

\+ + +

મનુષ્યમાત્ર વિશ્વદેવતાનો અંશ છે. મનુષ્યોનો આત્મા વિશ્વદેવતાના વિશ્વઆત્માનો અંશ છે. મનુષ્યનો પ્રાણ વિશ્વપ્રાણનો અંશ છે, મનુષ્યની મૂર્તિ વિશ્વદેવમાંના વિશ્વમૂર્તિનો અંશ છે, એ વાત ઉપર જ્ઞાનીઓનો અટલ વિશ્વાસ છે' એટલા માટે કોઈ મનુષ્યના ધર્મ કે કર્મજીવનમાં અસાધારણ શકિત જોવામાં આવતાંજ તેઓ વિચાર કરે છે કે, એનામાં વિશ્વદેવતાનો પ્રકાશ વિશેષરૂપે છે. જ્ઞાનીઓના ઉચ્ચ તત્ત્વજ્ઞાનને સાધારણ લોકો સ્પષ્ટ રીતે સમજી શકતા નથી, પરંતુ તેમની અસર સાધારણ વર્ગ ઉપર પણ ઘણી પડે છે. એટલા માટે કોઈ મનુષ્યમાં અસાધારણ શકિત અને સાધના દીઠામાં આવે તો એ મનુષ્યરૂપે સાક્ષાત્ દેવતા અવતર્યો છે. એમ ભાવિકો માને છે અને એવો વિશ્વાસ હોવાથી તેઓ તેના જીવન સાથે અનેક અલૌકિક ઘટનાઓને જોડી દે છે.

ધર્મ અને કર્મ જીવનમાં અસાધારણ મહિમાથી મહિમાન્વિત થયેલી રાણી ભવાનીને પણ તેના સમયમાં

લોકો માનવીરૂપે **દેવી ભગવતી** માનતા અને તેથી તેના જીવનમાં પણ અનેક અલૌકિક ઘટનાઓનો ઉલ્લેખ છે. અત્રે તેનું કંઈક વર્ણન કરીશું.

કાશીના બ્રાહ્મણો, તીર્થવાસીઓ અને દીનદુઃખીઓ એટલુંજ નહિ પણ બીજાં પ્રાણીઓ મુકતહસ્તે અન્નદાન કરવા માટે, કાશીની અન્નપૂર્ણા દેવીના જેટલી રાણી ભવાનીથી ભકિત કરતા હતા. એ વાત પ્રથમ જણાવી છે. એક વખત દાન કરવા બેઠા પછી રાણી ભવાની ઘણી વખત અડસટ્ટા કરતાં પણ વધારે ખર્ચ કરી બેસતી. એક વખત એવું બન્યું કે પાસેના રૂપિયા ખૂટી ગયા પછી પણ એક લાખ રૂપિયાની તેને જરૂર પડી. રાજશાહીમાંથી એ રૂપીયા આવતાં વાર લાગી, એટલે તેણે કાશીના કોઇ એક શાહુકાર પાસે એક લાખ રૂપિયા ઉધાર માગ્યા. એ શાહુકારે જણાવ્યું કે "બંગાળામાંથી એવાં ઘણાંએ રાજારાણીઓ આવે છે. રાણી ભવાનીના ઘરબારની મને ખબર નથી, માટે હું તો નાણાં નહિ ધીરૂં".

એજ રાત્રે શાહુકારે સ્વપ્ન દીઠું કે, સાક્ષાત્ અન્નપૂર્ણા-દેવી તેની પાસે આવીને કહી રહ્યાં કે, "હે મૂર્ખ! તેં મારી પ્રાર્થના સ્વીકારી નથી! હું નાણાં ઉધાર માગવા આવી ને તેં આપ્યાં નહિ! હું અને રાણી ભવાની એક છીએ, અમારામાં કાંઈ ભેદભાવ નથી હું જે અન્નદાન કરી રહી છું તેમાં તું અડચણ નાખવા માગે છે?"

શાહુકાર જાગી ઉઠયા પછી ભયથી કાંપવા લાગ્યો અને વહાણુ વાતાંવારજ રૂપિયા લઇને રાણી ભવાનીને ઘેર ગયો અને તેનાં દર્શન કરવાની પ્રાર્થના કરી.

રાણી ભવાનીએ કહેવરાવી મોકલ્યું કે, "અહીં નહિ. અન્નપૂર્ણાના મંદિરમાં દર્શન થશે."

શાહુકાર પાછો ગયો. રાણી ભવાની જયારે અન્નપૂર્ણાના મંદિરમાં જઇને અન્નપૂર્ણાની પૂજા કરી રહી હતી, એવે વખતે વણિકે ત્યાં જઇને પ્રણામ કરીને રાણી ભવાનીની તરફ નજર કરી. તેણે જોયું કે, **રાણી ભવાની અને દેવી અન્નપૂર્ણા એકજ હતાં.**

મોંએ મોંએ એ વાત આખા શહેરમાં પ્રસરી ગઈ. ત્યારથી કાશીવાસીઓ રાણી ભવાનીને સાક્ષાત્ અન્નપૂર્ણા માતા તરીકે પૂજવા લાગ્યા. અને પ્રાતઃકાળમાં કાશી-વિશ્વેશ્વર અને અન્નપૂર્ણાના નામની સાથે રાણી ભવાનીના નામનું પણ ઉચ્ચારણ થવા લાગ્યું.

પાછલી અવસ્થામાં રાણી ભવાનીનું દાન સંબંધી ખર્ચ એટલું બધું વધી ગયું હતું કે, કોઇ કોઇ વખત સરકારી ખંડણીમાં પણ ખોટ પડતી. રાજશાહીના કલે-કટર શૅાર સાહેબ એટલા માટે તેની જમીનદારીના નાના નાના ભાગ કરી નાખવા તૈયાર થયા હતા; પરંતુ એટલામાં એક દિવસ રાત્રે શૅાર સાહેબે જોયું કે, "ખબરદાર! રાણી-ભવાનીની જમીનદારીમાંથી જો એક વીઘુ પણ બીજા કોઇને

આપીશ તો આ તલવારવડે તારા માથાના બે કડકા કરી નાખીશ.''

તે સમયે ઈસ્ટ ઈંડિયા કંપનીના નોકરો પણ આ દેશના અનેક રીતરીવાજો પાળતા હતા. આ દેશના રીત-રીવાજ મુજબ કંપની તરફથી પુણ્યદાન પણ થતું અને કંપની સરકાર તરફથી કાલીઘાટની પણ પૂજા થતી હતી શૉર સાહેબે પણ એ સ્વપ્ન જોયા પછી રાણી ભવાનીની જમીનદારી તોડી નાખવાનો સંકલ્પ ત્યજી દીધો એવી દંતકથા છે.

× × ×

રાણી ભવાનીના દત્તકપુત્ર[1] રાજા રામકૃષ્ણનું પણ ધર્મ-સાધના તરફ વિશેષ ધ્યાન હતું, રાજકર્મ અને સંસાર-ધર્મનો ત્યાગ કરીને એ કરવાયાના કિનારે પીઠસ્થાન ભવા-નીપુરમાં અર્પણાદેવીના મંદિરમાં બેસીને તપસ્યા કરતો. રાણી ભવાની તેને સંસારમાં પાછો ફરીને કામકાજ ઉપર ધ્યાન આપવા સારૂ ઘણો આગ્રહ કરતી અને કહેતી કે, ''તારા હાથમાં આટલી મોટી જમીનદારીનો વહિવટ છે. ઘણા લોકોનું કલ્યાણ તારા ઉપર આધાર રાખે છે, ઘરમાં રહીને રાજ્યના કામકાજ ઉપર દેખરેખ રાખવાથી ભગવતી ભજન અને લોકસેવા બંને થઇ શકશે.

1 રાણી ભવાનીએ પોતાના જમાઇના મૃત્યુ પછી એક નાના બાળકને દત્તક લીધો હતો તેનુંજ નામ રાજા રામકૃષ્ણ.

લોકસેવા કરવાની શકિત અને અધિકાર ભગવતીએ જેને આપ્યાં છે, તેને માટે તો લોકસેવાજ મુખ્ય ધર્મ છે. એ ધર્મની અવગણના કરવાથી દેવાતાઓની આંખમાં તે પાપ ગણાય છે. હું હવે વૃદ્ધ થઇ છું. હવે મારાથી આટલી મોટી જમીનદારીની દેખરેખ રાખી શકાતી નથી. એ જમીનદારી હવે તારી છે. તારી દેખરેખ વગર એ એ ખેદાનમેદાન થઇ જશે. તેની આવકમાંથી જે દેવસેવા અને લોકસેવા થાય છે, તેનાથી અનેક બ્રાહ્મણો અને ગરીબ ગરબાંઓનું પોષણ થશે નહિ. વિષયાકર્મને તરછોડી દઇને માલમિલ્કત નષ્ટ કરીને લોકહિતને હાનિ પહોંચાડીશ નહિ; આ વખતે કામકાજ ઉપર ધ્યાન આપવાથી તું પાપનો ભાગી નહિ થાય. ઉલટુ જે દેવતાની તું આરાધના કરે છે તે દેવતા તારા ઉપર વધારે પ્રસન્ન થશે. તારી સાધના અને જપ-તપ કરતાં લોકહિત અને પુણ્યદાનથી દેવતા વધારે પ્રસન્ન થશે, દાન ધર્મ માટે જ તેણે તને આટલી બધી માલમિલ્કત આપી છે. તેની ઇચ્છાની વિરૂદ્ધ ચાલ્યાથી એ ગુસ્સે થશે અને તારા આલોક અને પરલોક સુધરશે નહિ."

રામકૃષ્ણે માતાની વાતને ધ્યાનમાં લીધી નહિ. મંદિરમાં રહીને એ તો સાધનાજ કરવા લાગ્યો. ભોળાનાથ નામનો એક પુરૂષ તેનો [1]ઉત્તર સાધક હતો, એ ઉત્તર

---

૧ શકિત સાધનમાં જે મનુષ્ય સાધકની મદદે રહે છે, તે ઉત્તર સાધક કહેવાય છે.

સાધકે અને રામકૃષ્ણે, બન્નેએ ઘણા ભયંકર દેખાવો જોયા અને એક ગંભીર વાણી સાંભળી કે, "ઘેર જા, તારી માની સેવા કર, માની શિખામણ પ્રમાણે ચાલ, તેથીજ હું સંતુષ્ટ થઇશ, તારી મા અને હું એકજ છીએ."

પરંતુ આટલાથી પણ રામકૃષ્ણ અને ભોળાનાથ ભયભીત થયા નહિ. તેઓએ જરા પણ ચંચળતા બતાવી નહિ. તેમણે પોતાની સાધનાનો ત્યાગ કર્યો નહિ, છેવટે તેમણે એક દિવસ જોયું કે રાણી ભવાની મહા તેજસ્વી ઉગ્ર ચંડિકાની મૂર્તિ ધારણ કરીને હાથમાં ખડગ લઇ તેમની તરફ ધસી આવી રહી છે. ઉત્તર–સાધક ભોળાનાથે ભયભીત થઇને આસન છોડી દીધું. કોઇ અદૃશ્ય અલૌકિક શકિતએ રામકૃષ્ણને કોણ જાણે કયાં ફેંકી દીધો, તેનાં હાડકાં ખોખરાં થયાં. તે બેશુદ્ધ થઇને એની એ જગ્યાએ પડયો રહ્યો.

મંદિરના લોકો મહા મહેનતે તેને નાટોરના રાજમહેલમાં પહોંચાડી આવ્યા. એ વખતે રામકૃષ્ણની મરણતોલ અવસ્થા હતી.

આવી સ્થિતિમાં તેણે દેવવાણી સાંભળી કે, "તારી માની દયા અને આશિર્વાદ વગર તારા દેહની મુકિત અને સદ્‌ગતિ થવાની નથી."

રામકૃષ્ણે માતાના ચરણોદકને માટે વિનંતિ કરી. રાણી ભવાનીએ તેને ચરણોદક આપ્યું નહિ. રામકૃષ્ણ કાતરસ્વરે બોલી ઉઠયો, "મ. ! મેં તમારૂં અપમાન કર્યું છે તેનો

ગુસ્સો શું હજી સુધી શમ્યો નથી ? હજુ પણ સન્તાન ઉપર દયા નહિ કરો ? ”

આટલા શબ્દો નીકળતાં વારજ રાણી ભવાની અંત-પુરમાંથી નીકળી બહાર આવી.

માતાએ આવીને મરણ પથારીએ પડેલા રામકૃષ્ણના મસ્તક ઉપર પોતાનાં ચરણ રાખ્યાં.

આટલા દિવસ સુધી જે માના હજારો ઉપદેશને રામકૃષ્ણે પાછા ઠેલ્યા હતા, જે માને ભૂલીને સિદ્ધિ મેળવવાની આશામાં એ વૃથા સાધના કરી રહ્યો હતો, તેજ માતા ભવાનીના સ્વરૂપમાં આજે રામકૃષ્ણે પોતાની ઇષ્ટદેવીનાં દર્શન કર્યાં. આજ તેની સાધના સિદ્ધ થઈ. આજ તેના ચહેરા ઉપર અપૂર્વ પ્રસન્નતા જણાઈ આવી. આનંદ, પ્રેમ અને ભકિતથી તે ગદ્ગદ્ થઇ ગયો અને આકુળ સ્વરથી “મા ! મા !!” એ શબ્દ પોકારવા લાગ્યો. નયનોમાંથી અવિરલ અશ્રુધારાઓ વહેવા લાગી અને એ પ્રમાણે પ્રફુલ્લ હૃદયથી પૂર્ણતાનાં અશ્રુ વહેવરાવતાં પરમ સિદ્ધ સાધક રામકૃષ્ણનો આત્મા અમરધામમાં ચાલ્યો ગયો.

રાજા રામકૃષ્ણની સાધના અને સિદ્ધિ સંબંધે આ દંતકથા રાજશાહીના બ્રાહ્મણોમાં ઘણી પ્રચલીત છે.

આ પ્રમાણે આખી જીંદગી સુધી કઠોર વ્રત પાળીને, ધર્મસેવા અને લોકસેવામાં મિલ્કતનો છુટે હાથે ઉપયોગ કરીને, કરૂણામયી દેવી ભગવતીરૂપે લોકોથી પૂજાઈને,

રાણી ભવાનીએ જીંદગીનું સાર્થક કરી ૭૯ વર્ષની વયે ગંગાકિનારે દેહત્યાગ કર્યો.

આજ દિવસ સુધી બંગાળામાં તેનું પવિત્ર નામ ઘણીજ શ્રદ્ધા અને ભકિતપૂર્વક ગવાય છે.

તો શું? આપણે માઈપ્રેમીઓ આ ભગવતી સ્વરૂપ દેવી-રાણી ભવાનીનું ચરિત્ર વાંચ્યા પછી એક વખત પણ તેનો જય નહિ બોલીયે?

બોલો "શ્રી દેવી રાણી ભવાનીનો જય!"



# ૭–રાણી પદ્માવતી



વિચાર અને વાદવિવાદથી મનનાં બધાં આવરણ ખસી જતાં ધ્યાન–ચિંતનદ્વારાજ અનંતની ધારણા ફૂટી નીકળે છે. નદીના પાણીમાં પરપોટા ઉડીને જેમ એમાંને એમાંજ પાછા લય પામી જાય છે, તેવી રીતે માઇમાં આત્માને લય પમાડવો એમાંજ માનવ જીવનની સાર્થકતા છે. 'હું'પદનું વિસર્જન કરવું એજ ભકતોની મોટામાં મોટી વાસના છે. આજ પ્રમાણે રાણી પદ્માવતી પોતાના 'હું'પદનો ત્યાગ કરી ભગવતી જગદંબાને મેળવવા ભાગ્યશાળી થઇ હતી

પ્રાર્થનાદ્વારા ભગવતીની પાસે સતત્ તાર બાંધી શકાય છે. આવો તાર રાણી પદ્માવતીના મહેલનાં તેની એક દાસી બાંધી રહી હતી. પ્રાર્થના અને ધ્યાન કરતાં હૃદયમાં એક સ્વર્ગીય પ્રેમનો આવિર્ભાવ થાય છે. અને પ્રેમની શકિત ફકત અંતરમાંજ પ્રગટ થઇ બેસી રહેતી નથી પરંતુ ભકતના શરીરમાં પણ ભગવતી પ્રેમની આશ્ચર્યકારક ક્રિયા થાય છે અને ભકત પોતે અનુભવે છે. માઇપ્રેમ વિજળીની પેઠે ભકતના હૃદયને સ્પર્શ કરતાં તેમનું આખું શરીર રોમાંચિત થઇ જાય છે. આજ પ્રમાણે માઇપ્રેમમાં ડુબી ગયેલી એક દાસી પોતાની ઓરડીમાં રાત્રીના સમયે શાંતિથી ભગવતીની પ્રાર્થના કરી રહી છે.

"હે મા ! તારા પ્રેમની કેવી અપૂર્વ શકિત છે ? તારો પ્રેમ મારી મનોવૃત્તિઓને આશ્ચર્યકાર કરીને જકડી રાખે છે. મા ! હું કેટલી બધી ક્ષુદ્ર છું ! મા ! તું દયાસાગર છે મારા પર દયા લાવ. હું તારી જે ઋણી છું તે ઋણમાંનું જરા તરા પણ ચૂકવી શકું એવો શુભ સંયોગ મને આપ. ઓ મા ! મારા જેવી અનેક દુર્બળ નારીઓ કેવળ તારા પ્રેમભાવથી શકિતવાન થઇને અનેક મહાન કાર્ય કરી ગઇ છે. ××× હે મા ! મને બળ આપ ! મને તારી સેવામાં નિયુકત કર. મા ! મા ! હું તારીજ છું તો તારી કીંકરીને સ્વીકાર." આમ પ્રાર્થના કરતાં કરતાં દાસીનાં નેત્રો મીંચાઇ ગયાં અને અશ્રુપ્રવાહ તેના ગાલપ્રદેશપરથી વહીને ટપક ટપક વહેવા લાગ્યો; તેનું શરીર રોમાંચિત બની ગયું છે. માત્ર તેના શ્વાસોશ્વાસની ધમણજ ચાલતી સંભળાય છે તેની આજુબાજુ કોઇ દિવ્ય પ્રકાશ ફેલાઇ રહ્યો છે. બંધ બારણે બેસીને ધ્યાનમાં મગ્ન બનેલ માની વ્હાલસોઇ બાળકીનાં કોઇ વ્યકિત ધીમા પગલે આવીને જાળીયાદ્વારા ગુપ્ત દર્શન કરી ગઇ. આવનાર જાણે બેત્રણ દિવસથી ટેવાયેલ હોય તેમ તેના પગરવ પરથી જણાઇ આવતું હતું. તે પણ કંઇ ઉંડો શ્વાસ નાખી ને પસાર થઇ ગઇ.

× × × ×

અંબરના પ્રસિદ્ધ મહારાણા માનસિંહના નાના ભાઇ વીર-સિંહની ધર્મપત્નીનું નામ રાણી પદ્માવતી હતું. તેણી સ્વભાવે

દયાળુ અને શાંત હોવાથી દાસ દાસીઓમાં પણ દેવી જેવી મનાતી હતી. આવી પવિત્ર રાણીના ભંડારમાંજ એક ગુપ્ત રત્ન આવી ચઢયું હતું. જો કે થોડા દિવસ તો રાણી તેનાથી અજ્ઞાત રહી પરંતુ તે દાસીનો સ્વભાવ, તેની તેજસ્વીની મુખમુદ્રા અને હૃદયનો પ્રેમ જોતાં આ દાસીનું ગુપ્ત જીવન જાણવાની રાણીને તીવ્ર ઉત્કંઠા થઈ હતી. રાત્રે કામથી નિવૃત્ત થયા બાદ ભકત દાસી પોતાના ઓરડામાં જતી ત્યારપછી થોડીક વારે રાણી પદ્માવતી તેના બારણા બહાર અંદરની ચર્ચા નિહાળતી ઉભી રહેતી. દાસીની ધ્યાનવસ્થા ત્રણ ચાર દિવસ સુધી નિહાળ્યા પછી દાસી પ્રત્યે તેને માન-ભાવ ઉત્પન્ન થયો.

દાસીની ગુપ્ત પ્રાર્થના સાંભળવામાં અને તે સમયે તેને નિહાળવામાં રાણીને કોઈ જુદોજ રસ પડવા લાગ્યો. તેણી પોતાના ખંડમાં આવ્યા બાદ આજે વિચારવમળે ચઢી. "ખરેખર માના દરબારમાં રાણી-દાસીનો ભેદભાવ નથીજ. તેનો કેટલો બધો પ્રેમ ભાવ હતો! તેના હૃદયની નિર્મળતા, અને તેની સાચી લગની શું નથી કરી શકતી? ખરેખર તે દાસી નહિ પણ કોઇ દેવી છે!" આમ વિચાર-મંથનમાં રાણીએ રાત્રી પસાર કરી.

પ્રાતઃકાળ થતાં દાસી પોતાના નિત્યના નિયમ પ્રમાણે ભગવતીની સેવાકાર્યમાંથી નિવૃત્ત થઈ રાણી પદ્માવતીની સેવામાં હાજર થઇ. દાસીને જોતાંજ રાણીએ તેને માન દઇને બોલાવી.

આપણા શરીરની અંદર જે પ્રકારના વિચારોના પરમાણું ભરેલા રહે છે તે પ્રકારના પરમાણું આપણા રોમ રોમમાંથી બહાર નીકળતા રહે છે. પાપી વિચારવાળા મનુષ્યોના શરીરમાંથી પાપના પરમાણુઓ, પુણ્યવાનના શરીરમાંથી પુણ્યના, જ્ઞાનીના શરીરમાંથી જ્ઞાનના અને પ્રેમી ભકતના શરીરમાંથી પ્રેમના પરમાણુઓ નીકળે છે. એ પરમાણુઓ પોતાની શકિત અનુસાર અનુકૂળ અથવા પ્રતિકુળ વાયુમંડળની દ્વારા બહાર ફેલાય છે અને વાતાવરણમાં જે કાંઇ પણ ફેરફાર થાય છે તે બધા ઉપર પોતાની અસર નાખે છે. જેની અંદર ભાવ–પરમાણું અધિક પ્રમાણુમાં હોય છે તેની અંદરથી અધિક પ્રમાણુમાં નીકળે છે અને તે અધિક પ્રભાવશાળી હોય છે. પ્રેમમયી દાસીના હૃદયમાંથી અધિક પ્રેમનું વહન થતું હતું જેથી તે પ્રેમે રાણી પર પોતાનો પ્રભાવ જમાવી દીધો.

રાણીએ દાસીને પોતાની પાસે બેસાડી પૂછયું, "બ્હેન! હું તને મારી દાસી નથી માનતી તે તું જાણે છે, માટે સત્ય કહે કે તું રાત્રીના જે પ્રાર્થના–ધ્યાન કરે છે તે મને ન શીખવાડે?"

"આ! આપ આ શું બોલ્યાં? પ્રાર્થના અને ધ્યાન વળી શું?" દાસીએ વાત પલટી આશ્ચર્ય સાથે ઉલટું કહ્યું.

"બ્હેન! તું શા માટે મને તલસાવે છે? મારી આ આંખેજ મેં તને નજરે નિહાળી છે. તારા મુખમાંથી 'હે

અંબા ! હે ભગવતી !' વિગેરે નામોચ્ચાર ને જ્ઞાન ભરેલી પ્રાર્થના નીકળતાં મારા આ કર્ણે સાંભળી છે. હજુયે તે શબ્દોનો મારા હૃદયમાં ગુંજારવ છે ને જ્યારે જ્યારે હું તે યાદ કરૂં છું ત્યારે ત્યારે મારૂં હૃદય ભરાઇ આવે છે. બ્હેન તું ગમે તે કર પરંતુ મને તારી એ મધુરી માનાં દર્શન કરાવ." આમ બોલતાં બોલતાં તેનું હૃદય દ્રવી ઉઠ્યું અને તે રડી પડી.

દાસીએ પ્રથમ તો વાત ઉડાડવા માંડી હતી, પરંતુ હવે તેને રાણીનો હૃદયભાવ જણાતાં તે બોલી; "બા ! માનાં દર્શન કરવાં તે તમારા હાથમાંજ છે. જે કોઇ મા–પ્રેમને માટે તલસે છે તેને મા અવશ્ય મળે છે. મા તો ફક્ત પોતાના ભક્તબાળકના હૃદયની નિર્મળતા, અનન્ય પ્રેમભાવ અને સાચી લગની જુએ છે. જ્યાં ભક્તનો પૂર્ણ ભાવ થઇ ચૂક્યો ત્યાં પછી મા તેને પોતાનો બનાવતાં વાર લગાડતી નથી–પરંતુ બા! એ માર્ગ પર ચાલવું સહેલું નથી !"

"બ્હેન! તું કહીશ તેમ કરીશ પરંતુ મને હવે મા ભગવતી પ્રત્યે પૂર્ણ શ્રદ્ધા બેઠી છે માટે મને તેનાં દર્શન મળે તેમ કર."

"બા ! આપ તૈયાર તો છો, પરંતુ આપ હજુ પણ પૂર્ણ વિચાર કરી જુઓ. તમો રાજમહેલના સુખમાં છો, એક મહારાણી છો, માટે સર્વ સંસારી સુખનો ત્યાગ

કરવા શા માટે તૈયાર થયાં છો ? માના પથ પર ચઢનારની સંસારીક વાસના નષ્ટ થઈ જાય છે. તેને સુખપભોગ ગમતાં નથી માટે આપને ફરીથી કહું છું કે તે વિચાર માંડી વાળો."

આ બધું સાંભળીને રાણી પદ્માવતીની ઉત્કંઠા વધુ ને વધુ તીવ્ર બની. તે બહુજ આગ્રહથી 'મા–અંબા'ના પ્રેમનું રહસ્ય પૂછવા લાગી. આખરે રાણીને અધિકારી જાણીને માઈ–પ્રેમમાં ડૂબેલી દાસીએ તેને માના પ્રેમનો દુર્લભ ઉપદેશ કર્યો.

*　　　　*　　　　*

દાસી હવે તો રાણીની ગુરૂ બની ગઈ રાણી ગુરૂભાવથી તેનો આદરસત્કાર કરવા લાગી. રાણીનું વિલાસભુવન મા અંબાનું લીલા–ભુવન બની ગયું. રાત્રી દિવસ હવે તો મા અને તેની ભકિત સંબંધીજ ચર્ચા થવા લાગી. સત્સંગનો પ્રભાવજ જુદો છે પછી તો સાચાં માપ્રેમીઓના સંગનું તો પૂછવુંજ શું ? રાણીની મા–ભગવતી દર્શન માટેની વિરહવેદના દિવસે દિવસે વધવા લાગી. રાણા વીરસિંહ તો પોતાના મોટાભાઇ સાથે દિલ્હીમાંજ વિશેષભાગ રહેતા હતા. તેઓ હાલ પણ દિલ્હી હતા જેથી રાણીને ભકિત સાધનમાં કોઇ વચ્ચે વિઘ્ન કરે તેમ ન હતું. તેણે પ્રેમલક્ષણા ભકિતનો આધાર લીધો ને તે માની સામે એવું તો ગાન કરતી કે જેથી આખાયે મહેલનું ધાંધળીયું વાતાવરણ શાંત બની જતું.

રાણીએ દાસીની આજ્ઞાનુસાર નીલમની એક સુંદર રાજસેવા બનાવીને તનમન ધનથી મા–અંબાની સેવા શરૂ કરી દીધી હતી. રાણીના મનમાં દૃઢ નિશ્ચય થઇ ચૂકયો હતો કે, "માના સિવાય આ દુનિયામાં કોઇપણ વસ્તુ અમૂલ્ય નથી. આલોક અને પરલોકનું સાચું સુખ મા અંબાજ છે. તે હવે જાગ્રત અને સ્વપ્નાવસ્થામાં મા પણ પ્રેમ અનુભવવા લાગી. એક વખતની રાજરાણી ભોગવિલાસને છોડી માના પથપર ચાલવા. લાગી.

એક વખતે એક મા પ્રેમી સિદ્ધ મહાત્મા અંબરમાં આવી પહોચ્યા ને તે રાણીના જાણવામાં આવ્યું. રાણીને તેમના દર્શનની અને જ્ઞાનોપદેશ સાંભળવાની ઈચ્છા થઇ, પરંતુ પોતે રાણી છે એટલે કેવી રીતે કથામાં જાહેર રીતે જઇ શકે? થોડીવારે નિશ્ચય કરતાં પોતે મક્કમ બની. તેને લાગ્યું કે, "મારા શરીરનું કયું અંગ 'રાણી' છે કે જેથી મને સંતસમાગમમાં અંતરાય નાખે છે!" આ પ્રસંગે દાસીએ તેના મનનું સમાધાન કર્યું કે, "તમે રાણીએ નથી ને દાસીએ નથી, તમે ને હું બંને સરખાંજ છીએ. આપને મેં પ્રથમથીજ કહ્યું હતું કે આ માનો ભક્તિપથ વસમો છે. હજુ કાંતો પાછાં સંસારમાં ચિત્ત વાળો કે કાંતો 'રાણી' તરીકેનો અભિમાનનો ત્યાગ કરો. મીરાં કોણ હતી? તેનો ખ્યાલ કરો. તમે ધારો તો મીરાં જેવાં બની શકો છો." દાસીની આ મર્મભેદક જ્ઞાનવાણીથી

રાણીનું 'રાણી' તરીકેનું અભિમાન તદ્દન નષ્ટ થયું. તેણે તુરતજ સાદાં વસ્ત્રો ધારણ કરી લીધાં ને તુરતજ સાધારણ સ્ત્રીની માફક દાસીની સાથે તે સંતપુરૂષનાં દર્શને ગઇ.

રાણીની આ વર્તણુંકથી રાજકુટુંબમાં ને પ્રજામાં પણ ચર્ચા થવા લાગી. છતાં તે તરફ તેનું લક્ષજ ન ગયુ. ધીમે ધીમે તેણે હવે રાજમહેલમાં પણ માના ભકતોને ભેગા કરવા માંડયા ને મા–નામની ધૂન મચાવી અમૃતનું પીણું પીવા માંડયું. જ્યારે છેક વાત વધી ગઈ ત્યારે મંત્રીઓએ દિલ્હી રાણાને ખબર આપી. પોતાની ગેરહાજરીમાં રાણીએ જે લાભ લીધો તે માટે રાણો રાતો-પીળો થઇ ગયો. તે ત્યાંથી તુરત પાછો અંબરમાં આવ્યો.

રાણાના આવાગમનના સમાચાર ભકત રાણીને પડી ગયા. રાણીના વિરોધી રાજ્યના માણસોએ રાણીના સંબંધમાં ઘણુંજ ભંભેર્યું. જેથી રાણો ઘણોજ ક્રોધિત બન્યો. રાણાને ક્રોધિત જોતાં મંત્રીઓ સમજી ગયા કે તે મહેલમાં જઈને રાણીનો શિરચ્છેદ કરશે. જેથી તેમણે રાણાને શાંત કર્યા ને રાણીના નાશ માટે બીજી યુકિત બતાવી.

× × × ×

રાણી પોતાના નિયમ પ્રમાણે મહેલ નીચેના ઉદ્યાનમાં સાંજના સમયે માના રાસડા લેઇ રહી છે, તે એટલી બધી તેમાં તલ્લીન બની રહી છે કે પોતે કયાં છે ને શું કરે છે તેનું પણ તેને ભાન રહ્યું નથી. બરાબર આજ સમયે મોટો

વિકાળ વાઘ છલંગ મારતો ને ગર્જના કરતો ધસી આવ્યો. રાણીની પીઠ ફરી ને એકાએક તેની દૃષ્ટિ વાઘ પર પડી. તે આશ્ચર્ય સાથે બોલી ઉઠી, "અહોહો! આજે મારા પર માએ! કૃપા કરી ખરી? મા! છેવટે તેં દર્શન આપ્યાં. મા! મા! તારૂં હું શું પૂજન કરી શકું? મા! મા! મને જ્યારે તેં દર્શન આપ્યાં ત્યારે હવે હું તારાં ચરણ નહિ છોડું." આમ ગાંડાની માફક બાવરી બની ગયેલી રાણી વાઘની પીઠ પર પડી. જાણે તે તો માનાં ચરણજ પકડી રહી છે. વાઘ તેના તરફ નિહાળીને ગેલ કરવા લાગ્યો. થોડીવાર પછી રાણી શુદ્ધિમાં આવી એટલે વાઘ જેવો આવ્યો હતો તેવો છલંગ મારતો પાછો નાઠો. વાઘે જતાં જતાં ઉદ્યાન બહાર ઉભા રહેલા માણસો પર એવા તો પંજા માર્યા કે જેથી ત્રણ ચાર જણનો તો નાશ કરી નાખ્યો. માણસોનો નાશ થતાં જોઈ વાઘ પર ઉપરા છાપરી ગોળીઓ છુટી. પરંતુ તે ગોળીઓને ન ગણકારતાં મોટી ફાળો મારતો તે નાશી છુટયો.

રાજ્યના નોકરોએ આ સમાચાર રાણાને આપ્યા. રાણો તથા મંત્રીઓ આશ્ચર્ય પામ્યા. એક વૃદ્ધ મંત્રી બોલી ઉઠયો, "નામદાર! આપ સર્વનાશનો રાહ લેઇ રહ્યા છો. રાણા કુંભાએ મીરાંને ઓળખી ન હતી અને તેણે અનેક ઉપાયો મીરાંના નાશ માટે કર્યા હતા. તેમ આપ આજે એક ભકતનારી કે જે સાક્ષાત્ જગદંબ સ્વરૂપ દેવી

છે તેનો નાશ કરવા આપ મથી રહ્યા છો! જુઓ જે વાઘ તમારા રાજ્યનો પાંજરામાંનો પાળેલો હતો, તેને તમે રાણીના નાશ માટે છુટો મૂકયો. ત્યારે રાણીને તો ઉલટું તેમાં સાક્ષાત્ જગદંબાનું દર્શન થયું. તેને તો વાઘ પર બેઠેલી તેની મા–ભગવતી વાઘેશ્વરી જ દેખાઈ. તેજ વાઘે તમારા માણસોનો નાશ કર્યો. માટે મારા ગરીબનું કહ્યું માની રાણી જેમ કરતાં હોય તેમ કરવા દો. છતાં આપ એક વાર હજુ તેમને મળો તો ખરા.”

વૃદ્ધ મંત્રીનું કહેવું રાણાને કંઇક યોગ્ય લાગ્યું તેમજ નજરે નિહાળેલ અજબ ચમત્કારથી તેમના મનમાં રાણી પ્રત્યે કંઇક પૂજ્યભાવના પણ ઉત્પન્ન થઇ.

× × ×

રાણો વીરસિંહ રાત્રે પોતાના રાજ્યમહેલમાં આવ્યો. આ સમયે રાણી પોતાની પૂજામાં બેઠી હતી. સેવાના ખંડમાં પ્રકાશ જોતાંજ રાણાની આંખો ખૂલી ગઇ. મંદમંદ મધુર દિવ્ય સુગંધનો શ્વાસ દ્વારા સ્વાદ લેતાં તેનામાં રહેલ ક્રોધ, અહંકાર, મમત્વ વિગેરેનો નાશ થઈ ગયો ભક્તનું ગૌરવ મા–ભગવતી કેવી રીતે વધારે છે તે તેના હૃદયમાં ઉતર્યું રાણીનું ધ્યાનમગ્ન મુખ અલૌકિક રીતે શોભી રહ્યું હતું. તેના મુખની ચારે બાજુ દિવ્ય પ્રકાશનું ચક્ર ફરતું જોઇને રાણો તો અંજાઈ ગયો. હવે તેની હિંમત ચાલી નહિ. તે એકદમ ગળગળો બની ગયો

ને રાણીના ખોળામાં પોતાનું મસ્તક નાખતાં નાના બાળકની માફક રડવા લાગ્યો.

કોઇ દૈવીસંકેતથી ભકિતમતિ રાણી ધ્યાનમાંથી જાગ્રત બની. તેણે પોતાના પતિના મસ્તકને પોતાના હાથે ઉંચું કર્યું. "દેવ ! આ શું કરો છો ?"

"દેવી ! મને ક્ષમા કરો. હું મહાપાપી છું. એક વાર મારા સામું નિહાળો તો ખરાં ?"

"ક્ષમા તો મા અર્પશે. હું આપના સામું શું જોઉં ? મારી આંખો માનાં દર્શન કરતાં થાકતી નથી, હું પરવશ છું !"

"દેવી ! તમોને ધન્ય છે ! તમે મારા કૂળને પાવન કર્યું છે. આપ ખુશીથી માની ભકિત કર્યા કરો. જે ખજાનો અને ધનમાલ છે તે આપને યોગ્ય લાગે તેમાં વાપરો."

"કોનું ધન ? કોનો ખજાનો ? મારૂં ધન તો મારી અંબા છે. મારે તમારા ચલીત ધનની હવે જરૂર નથી. તમોને યોગ્ય લાગે તો માના નામ પર તમો તમારે વાપરો. મને તો હવે ફકત મારી માના પ્રેમમાં ડુબી રહેવા દો એટલુંજ બસ છે."

\+ \+ \+

રાણો રાણીની ત્યાગવૃત્તિ અને ભકિત જોઈ ગદ્દગદીત થઈ ગયો. સમય જતાં રાણીના ભકિત પ્રભાવથી તે પણ મા ભગવતી પ્રત્યે પૂર્ણ આકર્ષાયો. જેની પત્ની ભકત હોય છે તેના પતિ ઉપર માની કૃપા કેમ ન હોય ? જે

ઘરની અંદર એક ભકત ઉત્પન્ન થાય છે તે સારા કુળને તારે છે !

બંને પતિ પત્ની માના પ્રેમસાગરમાં ડુબી ગયાં અને સમય આવતાં માઇશરણ થયાં. આજે પણ રજપૂતાનાની ભૂમિ પર ભકત રાણી પદ્માવતીનાં યશોગાનનાં ગીતડાં ગવાઇ રહ્યાં છે.

**ધન્ય હો ભકતનારી પદ્માવતીને !**



# ૮—"બ્રાહ્મણી"—સંન્યાસિની



એ એક પરમ વિદુષી, તત્ત્વજ્ઞાની અને ધર્મપરાયણ સન્નારી હતી. એનું નામ તથા જીવનવૃત્તાંત મળી આવતું નથી, પરંતુ વંદનીય શ્રી રામકૃષ્ણ પરમહંસદેવનું જીવન-ચરિત્ર વાંચતાં એ પરમ સાધ્વીનો કાંઇક પરિચય આપણને મળી આવે છે. એક દિવસ પ્રાતઃકાળે છુટા વાળ વાળી અને ગેરૂઆ વસ્ત્ર ધારણ કરનારી એક યુવતી-સંન્યાસિનીને પરમ-હંસદેવે ગંગા કાંઠે ઉભેલી જોઇ. જોતાંવારજ પરમહંસદેવને તેને માટે ભકિત ઉત્પન્ન થઇ અને તેમણે પોતાના ભકત હૃદયનાથને તેને બોલવવા સારૂ મોકલ્યો. હૃદયનાથને ગુરૂની આજ્ઞા સાંભળીને ઘણું આશ્ચર્ય થયું; કેમકે એમની આગળ અમસ્થું પણ સ્ત્રીનું નામ લેવાઇ જાય, તો તેઓ ચિડાઇ જતા; આમ છતાં પરમહંસદેવની આજ્ઞા થતાં વારજ તે તરતજ એ યુવતીની પાસે ગયો અને તેને એમની પાસે તેડી લાવ્યો.

આ યુવતી બ્રાહ્મણી'ના નામથીજ ઓળખાતી હતી. બ્રાહ્મણીને જોતાંવારજ પરમહંસદેવે તેને 'મા' કહીને બોલાવી અને પોતે ભકિતભાવમાં નિમગ્ન થઇ ગયા.

એ 'બ્રાહ્મણી' સંન્યાસિનીમાં અસાધારણ સદ્ગુણ હતા. હિંદુ સ્ત્રીઓમાં એના જેવી સ્ત્રીઓ ઘણી થોડી હશે.

સંસ્કૃતભાષામાં એ એટલી બધી પ્રવીણ હતી કે એ સમયના ધુરંધર પંડિતો વૈષ્ણવચરણ અને પૂર્ણાનંદ વગેરે તેની વિદ્વતા જોઇને છક થઇ ગયા હતા. હિંદુધર્મના બધા ગ્રંથો એને કંઠસ્થ હતા. એનું જ્ઞાન કેવળ પોપટિયું જ્ઞાન નહોતું, પણ સાધનદ્વારા એણે એ જ્ઞાન ઉપર કાબૂ પણ મેળવ્યો હતો. વેદવેદાંત, ગીતા, તંત્ર અને વૈષ્ણવ ગ્રંથો ઉપર તેનો સંપૂર્ણ અધિકાર હતો. એ ગ્રંથમાંના ગૂઢ તત્વો એ બહુજ સારી પેઠે સમજી અને સમજાવી શકતી; એટલુંજ નહિ પણ નવરસિક, પંચનામી, બાઉલ વગેરે પંથવાળાઓની આધુનિક સાધના પદ્ધતિઓથી પણ એ વાકેફ હતી.

પરમહંસદેવ ભગવતી કાલિકાની ભકિતમાં લીન થઇને ભાવસમાધિમાં આવી જતા, ત્યારે ઘણા લોકો એમ માનતા કે, એમને હિસ્ટીરીયા અથવા એવો કોઇ વાયુરોગ છે. "બ્રાહ્મણી"એ તેમની અવસ્થા અને ભાવને તપાસીને જણાવ્યું હતું કે, "એ વાઇ પણ ન હોય અને હિસ્ટીરીયા પણ ન હોય. આ તો એ મહાન સાધુનો મહાભાવ છે."

બ્રાહ્મણીને મુખે એ વાત સાંભળીને બધાને આશ્ચર્ય લાગ્યું; કેમકે 'ભાવ' અને 'મહાભાવ' શું, તે ગૌરાંગ સંપ્રદાયના વૈષ્ણવો સિવાય કોઇ જાણતું ન હોતું. વૈષ્ણવચરણ આદિ પ્રસિદ્ધ વિદ્વાનોએ પણ જ્યારે પરમહંસદેવને તપાસીને એજ અભિપ્રાય આપ્યો, ત્યારેજ લોકોને ખબર પડી કે 'બ્રાહ્મણીનો' અનુભવ કેટલો વિશાળ છે !

બ્રાહ્મણી પરમહંસદેવની પાસે બાર વર્ષ સુધી રહી હતી. પરમહંસદેવ તેની પાસેથી તંત્રોક્ત સાધના કરતાં શીખ્યા હતા. મહાસાધ્વીને આપણા શક્તિપંથના તંત્રશાસ્ત્રોની અઘરામાં અઘરી પ્રક્રિયાઓ આવડતી હતી.

પૂ. શ્રી રામકૃષ્ણ પરમહંસ દેવ જેવા જેની પાસેથી તંત્રોક્ત સાધન કરતાં શીખ્યા હતા એ સાધ્વી તપસ્વીની 'બ્રાહ્મણી'ની ભગવતી પ્રત્યેની શક્તિપાસના કેટલી સબળ હશે તે જણાઇ આવે છે.



# ૯—ગૌરદાસી



જે સન્નારીઓ પૂજ્યપાદ શ્રી રામકૃષ્ણ પરમહંસદેવના અધિક સમાગમમાં આવીને તેમની કૃપા અને આદરને પાત્ર બની હતી, તેમાંની મુખ્ય ગૌરદાસી હતી. લોકો એમને "ગૌરીમા"ના નામથી વધારે ઓળખતા.

ગૌરદાસી એ એક બ્રાહ્મણકન્યા હતાં. બાલ્યાવસ્થામાંથી પાર ઉતરતાં વારજ તેમના હૃદયમાં પરમાર્થતત્ત્વ સંબંધી સૂક્ષ્મ ભાવ ઉત્પન્ન થવા લાગ્યો હતો. પરણીને સાસરે ગયા પછી ભગવતીની પૂજા–પાઠ અને ભજનકીર્તનમાં એમનો વખત જતો. વિષયાસક્ત ટુંકી બુદ્ધિના પુરૂષો પોતાની સ્ત્રીને સંન્યાસિની થયેલી જોવી કયારે પસંદ કરે છે? એમનો પતિ એથી ઘણો નારાજ રહેવા લાગ્યો અને

મેણાં તથા કડવાં વચનોથી એમને સંતાપવા લાગ્યો, એથી કંટાળીને એક રાત્રીએ પહેરેલ કપડે એ ઘરમાંથી નીકળી પડયાં. અને વિચરતાં વિચરતાં નવદ્વીપમાં એક વૃદ્ધ સંન્યાસી પાસે જઈ પહોંચ્યા અને ત્યાંજ એમણે દીક્ષા લીધી. દીક્ષા લીધા પછીનું નામજ તેમનું ગૌરદાસી છે.

તેઓ વૃંદાવનમાં રહેતાં હતાં તેવામાં પરમહંસદેવ સાથે એમનો મેળાપ થયો. એ પરમહંસદેવને ગૌરાંગના અવતાર રૂપ ગણતાં અને એજ પ્રમાણે એમના પ્રત્યે ભકિત દાખવતાં. પરમહંસદેવના ભકતો પ્રત્યે પણ એમને વાત્સલ્યભાવ હતો. માલપૂડા અને બીજાં પકવાન્ન તે પોતાને હાથે બનાવીને દક્ષિણેશ્વર લઈ જતાં. ભકતો પેટભરીને તે મહાપ્રસાદ જમતા.

ભકિતમતી ગૌરદાસીની પ્રેમભકિત દર્શાવનારો એક પ્રસંગ રામકૃષ્ણદેવના જીવનમાં નોંધાયેલો છે. એક દિવસ કેટલાક ભકતો એકઠા થયા હતા. મધ્યાહ્નકાળે ગૌરીમાતાએ પોતાને હાથે રસોઈ કરીને પરમહંસદેવને ભોજન પીરસ્યું. ત્યારપછી પરમહંસદેવે ભકત કેદારનાથ ચટ્ટોપાધ્યાય સાથે તેમનો પરિચય કરાવ્યો. કેદારબાબુએ 'માતા' શબ્દથી સંબોધન કરીને વિનયપૂર્વક તેમને પ્રણામ કર્યા પછી ચાર આંખ મળતાં ઉભયનાં નયનોમાંથી અશ્રુધારા વહેવા લાગી અને એ પ્રેમાશ્રુથી એમની છાતી ભીંજાઇ ગઇ. પરમહંસદેવે એ સમયે બેએક ગ્રાસ ખાધા હતા. ગૌરીમાતા અને

કેદારબાબુને માઈ ભક્તિના આવેશમાં આવેલાં જોઇને એ પણ મસ્ત બની જઇને–ભોજનનો પરિત્યાગ કરીને ઉભા થઈ ગયા. બીજા ભક્તો પણ પ્રેમભક્તિના આવેશમાં ગાંડા જેવા થઇ ગયા. એ આખા ઘરમાં પ્રેમભક્તિની લહેરો ઊછળવા લાગી. કેટલાકને મૂર્છા આવી તો કેટલાક પ્રેમાવેશમાં 'જય કાલિ' 'જય રામકૃષ્ણકી જય' બોલતા નાચવા કૂદવા લાગ્યા.

ગૌરીમાતા પ્રેમાવેશમાં ખીચડીનો પ્રસાદ ભક્તોના મુખમાં આપવા લાગ્યાં; પણ સફળ થયાં નહિ. એમના હાથમાંનું અન્ન હાથમાંજ રહ્યું અને એ જડ બની ગયાં. ચારે તરફ લોકો અવાક્ થઇને ઉભા રહ્યા. થોડીવાર પછી પરમહંસદેવે બધાની છાતીએ હાથ ફેરવીને ભક્તોને શુદ્ધિમાં આણ્યા.

ટુંકાણમાં એ કે, ગૌરીમાતા એક પરમ ભગવતી ભક્તિમતી નારી હતાં. એમના ચરિત્રનો અધિક વૃત્તાંત અમને પ્રાપ્ત થયો નથી.



# ૧૦—સત્યબાલા



ભક્તિદેવી હંમેશાં દરિદ્રનારાયણોને ત્યાં વિશેષ બીરાજે છે. જગતદ્દષ્ટિએ માના પ્યારાં બાલુડાં નિર્ધન દેખાય છે, પરંતુ તેમણે સાચુ ધન મેળવેલું છે તેની જગતને દરકાર ઓછી હોય છે! ભક્તિદેવીને પોતાના હૃદયસ્થાને સ્થાપવી તે પૂર્વના સંસ્કાર હોય અને આ જન્મનો પુરૂષાર્થ હોય તો જ બની શકે છે. ભક્તિ માટેનો પુરૂષાર્થ કોઇ સંસારીક સુખ માટે કરે છે તો કોઇ પારમાર્થિક સુખ માટે કરે છે. કોઇને અનાયાસે ભક્તિ પ્રાપ્ત થાય અને તેમાંથી ભગવતીનાં પરમ દર્શન મેળવી સાયુજ્ય મુક્તિ મેળવી શકે તો તેમાં કેવળ ભગવતીની તેના પર કૃપાદૃષ્ટિ થઇ છે તેવુંજ માનવું જોઇએ. આજ પ્રમાણે પ્રસંગવશાત્ નવરાત્રી કરતાં આ સત્યબાલા માને મેળવી શકી હતી.

× × × ×

સત્યબાલાનો જન્મ કલકત્તામાંજ થયો હતો ને તેનું લગ્ન પણ કલકત્તામાંજ થયું હતું. તેના પતિનું નામ વ્રજલાલબાબુ. તે સાધારણ વકીલાત કરી પોતાનો જીવનનિર્વાહ ચલાવતો હતો. સત્યબાલા સુશિલ અને ગુણિયલ હોવાથી આ દંપતિ સાદાઇમાં રહી આનંદમાં દિવસો નિર્ગમન કરતાં હતાં. વ્રજલાલ બાબુ તો આખો દિવસ કોર્ટ કચે-

રીમાં રહેતો હોવાથી તેનું હૃદય તેના નામ પ્રમાણે વજ્ર જેવુંજ બની ગયું હતું. પરંતુ સત્યબાલાનું હૃદય દયાળુ તથા સાધારણ ભક્તિમાર્ગ પ્રત્યે હતું. વ્રજલાલબાબુને કોઇ કોઇ મહિનો પોતાના ધંધામાં ઠીક પસાર થતો તો કોઈ સમયે આખો મહિનો ખાલી જતો. આવા પ્રસંગે સત્યબાલા ગમે તેમ કરીને પણ પોતાનો ગૃહવ્યવહાર ચલાાવી લેતી.

વિધિવશાત્ વ્રજલાલ બાબુને આખો માસ ખાલી ગયો. બબ્બે દિવસથી તો સાક લાવવા માટે પાસે પૈસા પણ નહોતો. આવાજ સમયે કોર્ટમાંથી ઘેર આવતાં રસ્તામાં પડેલા એક પડીકા પર તેની નજર પડી. માયાએ જીજ્ઞાસાની આડમાં કહ્યું "જોઉ તો ખરો, શું છે?" તેણે તે ઉપાડી લીધું અને ખોલીને જોયું તો તેમાં ગીનીઓ હતી! ગણી જોતાં આઠ નીકળી. તેના આનંદની સીમા રહી નહિ.

વ્રજલાલ બાબુ વિચાર કરતો ઘેર આવ્યો અને સત્યબાલાને ગીનીઓ બતાવી. તે જોતાં તેના હૃદયમાં ગુદગુદી જેવું થયું અને પૂછ્યું "કોની છે?"

"મારી."

"ચાલો, કયાંથી લાવ્યા?" કંઇક શંકાશીલ હૃદયે તેણે પૂછ્યું.

"રસ્તામાંથી જડી છે." વ્રજલાલ બાબુએ સત્ય દર્શાવ્યું. 'જડી છે.' શબ્દ સાંભળતાં સત્યબાલાનો આનંદ ઉડી ગયો.

તેના હૃદયને થયું કે જેની ખોવાઇ હશે તેનો આત્મા કેવો બળતો હશે ? તે થોડીવાર મૌન રહી. પાછી બોલી, "નાથ ! તે ધન પારકુ છે. તમો પોલીસથાણે સોંપી દો."

"સવારે સોંપીશ. અત્યારે રાત્રે કયાં જાઉં ? વળી પોલીસો અત્યારે કયાંઇ કરશે નહિ" વ્રજલાલ બાબુએ પોતાનો નિશ્ચય જણાવી તે ગીનીઓ પેટીમાં મૂકી.

× × ×

સવારે વ્રજલાલ બાબુ થાણા પર જવા તૈયાર થયો તેવામાં તેનો એક મિત્ર ગોરેલાલ આવી પહોંચ્યો. અને પોતાને ત્રીસેક રૂપીયાની થોડા વખત માટે જરૂર હોવાથી માગણી કરી. વ્રજલાલ બાબુ વિમાસણમાં પડયા મિત્રે આજીજીથી ફરી માગણી કરી જેથી વ્રજલાલ બાબુએ જણાવ્યું; "ભાઇ મારી પાસે એક જણની અનામત છે. તે તમો થોડા દિવસ પછી પાછી તુરત આપી જાવ તો આપું."

ગોરેલાલે કબુલ કર્યું ને વ્રજલાલ બાબુએ પત્નીની સલાહ લેઇને ગોરેલાલને બે ગીનીઓ આપી. આનંદ પામતો ને ઉપકાર માનતો ગોરેલાલ ઘેર ગયો.

મન હંમેશાં સ્થિર રહી શકતું નથી. બે ગીનીઓ પોતાના મિત્રને આપ્યા પછીથી એક ગીની વ્રજલાલ બાબુથી પણ વપરાઇ ગઇ. પોલીસ થાણામાં સોંપવાની વાત બાજુ પર રહી. સત્યબાલાને આ બનાવથી હૃદયમાં સંકોચ થવા લાગ્યો. તેણે પોતાના પતિને 'પારકા ધન' સંબંધી ટકોર

કરી ને સાથે સાથે ગોરેલાલ પણ સમયસર પાછી આપી ન ગયો તે સંબંધી પણ ઈશારો કર્યો. વ્રજલાલ બાબુએ મિત્રની પાસે માગણી કરી પરંતુ 'હાલ નથી' કહી તેણે લાચારી બતાવી.

બીજા દિવસથીજ વ્રજલાલ બાબુને હવે રૂપીયાની ધૂન લાગી. તે કાયદાના ભાષણ ઉપરાંત રાત્રે તજવીજોનું પોટલું ઘેર લાવી નકલો કરવાનું કામ કરવા લાગ્યો. રોજ રાત્રીના ઉજાગરા કરવાથી તેની તબીયત બગડી અને તાવની બીમારીએ પડયો. એક અઠવાડીયા સુધી સત્યબાલાએ સખત ચાકરી ને દવા કરી પરંતુ પોતાના પતિને તાવ નજ ઉતર્યો. હવે તો વ્રજલાલ બાબુ તાવમાં બબડવા લાગ્યો. સત્યબાલાને શંકા થઈ કે પતિને આ કષ્ટ ગીનીઓને લીધેજ ભોગવવું પડતું નહિ હોય! કોણ જાણે ગીનીઓવાળાએ કાંઇ જાદુમંતર કરીને મૂકી દીધી હોય તો! જરૂર એમજ હોવું જોઈએ; નહિ તો ઓષધીથી કેમ ફાયદો થાય નહિ? સત્યબાલાએ છેવટે ભગવતીનું શરણ લીધું. તેણે અનેક બાધાઓ રાખી. છેવટે નવરાત્રી આવતી હોવાથી પતિની તંદુરસ્તી માટે તે કઠિન વ્રત કરવાનો તેણે નિશ્ચય કર્યો.

× × ×

સત્યબાલા ભગવતી જગદંબાનો મંત્ર જપ જપવા લાગી. અખંડ જ્યોત રાખી, આઠ દિવસના ઉપવાસ કર્યાં. તેણી

નવરાત્રીમાં બેઠેલી હોવા છતાં પણ પોતાના પતિની સેવા કરવામાં જરાએ ખામી રાખતી ન હોતી. સત્યબાલાનું હૃદય પ્રથમથીજ ભાવભીનું હતું તેમાં કારણવશાત્ આદરેલ નવરાત્ર વ્રતથી તેના હૃદયમાં ભગવતી ભકિતનો પૂર્ણ પ્રકાશ ફેલાયો. તેણી ઉપવાસી હોવા છતાં તેના શરીરમાં કોઇ અલૌકીક બળ ઉત્પન્ન થયું.

આજે દુર્ગાષ્ટમી હતી. વ્રતનો અંતિમ દિવસ હતો. પ્રાતઃકાળે ઉઠીને સત્યબાલા પોતાના પતિને દવા પાઈને ભગવતી દુર્ગાજીના મંદિરે ગઇ. મંદિરના આંગણામાં ઉપાસકો આસનો પર બેસી ચંડીપાઠ કરતા હતા. ધૂપ અને અગરબત્તીની સુગંધ ફેલાઇ રહી હતી. તેણે મંદિરમાં પ્રવેશ કર્યો. સામે દુર્ગામૈયાની વિશાળ પ્રતિમા શોભાયમાન હતી.

સત્યબાલા આ મનોહર મૂર્તિની સામે સીધી આંખે જોઇ શકી નહિ. તેના અંતઃકરણમાં એક નિર્મળ, વિશુદ્ધ ભાવપૂર્ણ ભય ઉદય થયો તેણે પોતાની આંખો બંધ કરી લીધી અને ઘુંટણે પડી હાથ જોડી કરૂણ સ્વરે બોલી, "માતા! મારા પર દયા કરો."

આ શબ્દોનો ઉચ્ચાર થઈ રહેતાંજ તેનાં બંધ નેત્રોએ તેને લાગ્યું કે, મા દુર્ગા હસી પડી ને તેના દિવ્ય નેત્રમાંથી એક જ્યોતિ નીકળી પોતાના હૃદયમાં આવતી લાગી. તેના હૃદયમાં દુર્ગામૈયાના શબ્દો સંભળાયા કે, "પારકુ ધન પાછું આપ; તોજ તારૂં ભલું થશે."

સત્યબાલા ઉઠીને બેઠી થઇ. તેની આંખોમાં નિર્મળ ભક્તિભાવ ઝળકી રહ્યો હતો. મુખમંડળમાંથી પવિત્ર પ્રેમ વરસી પડયો હતો. જાણે કે દુર્ગામાએ તેને પોતાની પવિત્ર પ્રભામાં ડુબાવીજ દીધી હતી !

આજ સમયે બીજી એક વૃદ્ધ સ્ત્રી મંદિરમાં આવી. તેના ઉજ્વલ કેશ વીખરાયલા અને મુખની બંને બાજુએ લટકી રહ્યા હતા. શરીર પર માત્ર એક સફેદ સાલ્લો હતો. તેના શરીરપર કાંઇપણ આભુષણ નહોતું. તે શોક અને નિરાશાની સાક્ષાત્ મૂર્તિ જેવી દેખાતી હતી. તેણે પણ દુર્ગામાને નમસ્કાર કર્યા અને બંને હાથે છેડો પાથરીને કહ્યું, "મા ! જેણે મારૂં ધન લીધું હોય તેનું સર્વ નાશ કરો."

જેવી રીતે સિતાર મિજરાળની ચોટ લાગતાં ધ્રૂજી ઉઠે છે એવી રીતે સત્યબાલાનું હૃદય અનિષ્ટના ભયથી કંપી ઉઠયું. ઉપલા શબ્દો તીવ્ર બાણની માફક તેના કલેજામાં ભોંકાઇ ગયા. તેણે દુર્ગામા તરફ આડી નજરે જોયું, તો ભગવતાનું જ્યોર્તિમયરૂપ ભયંકર તેને દેખાયું અને તેના નેત્રમાંથી ભયંકર જ્વાળા નીકળી રહી હતી. સત્યબાલાના અંતઃકરણમાં આકાશમાંથી, મંદિરની સામેના વૃક્ષોમાંથી, મંદિરના સ્તંભોમાંથી, સિંહાસન પર બળતા દીપકોમાંથી અને ભગવતી દુર્ગાના વિકરાળ મુખમાંથી એવાજ ભણકારા સંભળાવા લાગ્યા કે–"પારકું ધન પાછું આપ, નહિ તો તારૂં સર્વ નાશ થઇ જશે."

સત્યબાલા ઉભી થઇ અને તે વૃદ્ધ સ્ત્રીને નમ્રતાપૂર્વક કહેવા લાગી; "માતા ! તમારૂં ધન કોઈએ લઇ લીધુ છે ?"

જાણે કે ડુબતાને તૃણનો આધાર મળે તેવી રીતે તે વૃદ્ધ સ્ત્રીએ સત્યબાલાના તરફ જોયું અને કહ્યું, "હા દીકરી."

"કેટલા દિવસ થયા ?" આશ્ચર્ય સાથે સત્યબાલાએ ફરી પ્રશ્ન કર્યો.

"આશરે દોઢ મહિનો." વૃદ્ધાએ જણાવ્યું.

"કેટલા રૂપીઆ હતા ?"

"બરાબર એકસોને વીસ. આઠ ગીનીઓ હતી."

"કેમ કરતાં તે ગીનીઓ ખોવાઇ ?"

"કોણ જાણે કયાં પડી ગઈ તેની મને ખબર નથી. મારા સ્વામી પલટણમાં નોકર હતા. આજે કેટલાંક વર્ષ થયાં તે પરલોકવાસી થયા છે. હવે મને સરકાર તરફથી વાર્ષિક સાઇઠ રૂપિઆનું પેન્શન મળે છે. આ વખતે બે વર્ષનું પેન્શન ભેગુ મળ્યું હતું. સરકારી તીજોરીમાંથી હું લેઇને ચાલી આવતી હતી. કયાં પડી ગઈ તેની ખબર નથી."

"માજી ! જો તમને તે મળે તો મને શું આપશો ? "

"બેટા ! હું વધારે શું આપી શકું ? પણ તેમાંથી પચાસ રૂપીયા આપીશ."

"રૂપીયાથી શું થાય ? એથી કોઈ સારી વસ્તુ આપો."

"દીકરી ! બીજું હું ગરીબ શું આપું ? જયાંસુધી જીવીશ ત્યાંસુધી તારો જશ ગાઇશ."

"ના, તેની મને જરૂર નથી."

"બેટા ! તે સિવાય બીજું મારી પાસે શું છે કે જે હું તને આપું ?"

"મા! મને આશિર્વાદ આપો; મારા પતિદેવ બિમાર છે, તે સારા થઇ જાય." સાવિત્રીએ જેમ યમરાજ પાસે છેવટના વરદાનમાં તો પોતાના ધ્યેય પ્રમાણે પતિના જીવનની માગણી કરી હતી, તેમ સત્યબાલાએ કરી લીધી.

"શું તેમને રૂપીયા મળ્યા છે?" વૃદ્ધાએ ચમકતાં પૂછ્યું.

"હા, તે તેજ દિવસથી તમારી શોધ કરી રહ્યા છે."

પછી તે વૃદ્ધ સ્ત્રી ઘુંટણુ પર બેસી ગઇ અને છેડો પાથરી કંપિત સ્વરે ભગવતી દુર્ગા સામુ નિહાળીને બોલી; "મા! દુર્ગા! મેં દુઃખદ અવસ્થાને લીધે ક્રોધાવેશમાં જે કાંઇ બોલી નાખ્યું છે તે માટે મને ક્ષમા કર. અને મારૂં ધન લેનારનું કલ્યાણુ કર. આ સત્યબાલાનું સૌભાગ્ય અખંડ રાખો. મા! આપણાં સ્ત્રીહૃદયને તું કયાં નથી જાણુતી ? મા ! દયા કર, દયા કર!"

સત્યબાલાએ ફરીથી ભગવતીના સામુ આશંકિત દૃષ્ટિએ જોયું આ સમયે ભગવતીના દિવ્યરૂપ પર પ્રેમનો પ્રકાશ હતો. આંખોમાં દયાની આનંદદાયિની ઝલક હતી. તે વખતે સત્યબાલાના અંતઃકરણમાં દિવ્ય ધ્વનિ સંભળાયો.–

"જા, તારૂં ભલું થશે."

\+ \+ \+

કહેવાની આવશ્યકતા નજ હોય કે સત્યબાલાના પતિની માંદગીમાં પછી ફેર પડતાં કેટલી વાર લાગે ! સત્યબાલા પતિનું જીવન મેળવી ઘેર આવી તો તેનો પતિ ઘણીજ સ્વસ્થ દશામાં બેઠો હતો. સર્વ વાતથી તેમને વાકેફ કર્યા પત્નીની હૃદય લાગણી તથા તેની ભગવતી ભકિત જોઈને વ્રજલાલ બાબુના નેત્રોમાંથી આનંદાશ્રુ વહી ગયાં.

સંધ્યાનો સમય છે. સત્યબાલા પોતાના પતિની સાથેજ ગાડીમાં બેસી પેલી વૃદ્ધ તુલસીબાઈને ઘેર તેની થાપણ પાછી આપવાને માટે જાય છે. વ્રજલાલ બાબુની સખ્ત પરીશ્રમની કમાણી તો ડૉકટરને અર્પણ થઇ ચૂકી હતી. પણ સત્યબાલાએ પોતાની પાડોશણ હસ્તક પોતાના કાનના વિંટલા વેચાવી રૂપીઆ મેળવ્યા છે. વિંટલા જ્યારે પ્રથમ તૈયાર થઇને આવ્યા હતા તે વખતે સત્યબાલા ઘણીજ રાજી થઇ હતી. આજે તે વેચીને પ્રથમ કરતાં પણ તે વધારે રાજી થઈ છે.

વ્રજલાલ બાબુના હાથમાં પ્રથમ ગીનીઓ આવી ત્યારે સત્યબાલાના હૃદયમાં ગુદગુદી જેવું થયું હતું, પણ એ હર્ષ મુખપર આવવાનું સાહસ કરી શકયો નહોતો. આજે એજ ગીનીઓ હાથમાંથી જતી વખતે તેનો આનંદ આંખોમાં ચમકી રહ્યો છે, હોઠ પર નાચી રહ્યો છે. કપોલ પ્રદેશને રંગી રહ્યો છે અને અંગપર કલ્લોલ કરી રહ્યો છે. પ્રથમનો આનંદ ઇન્દ્રીયોનો આનંદ હતો અને આજનો

આનંદ હૃદયનો આનંદ છે. પ્રથમનો આનંદ લજ્જાની અંદર છુપાએલો હતો જ્યારે આ આનંદ નિર્દોષ ગર્વથી ઉભરાઈ પડે છે.

સત્યબાલાની નવરાત્રી અને તુલસીનો આશીર્વાદ સફળ થયો છે. વ્રજલાલ બાબુ ગાડીમાં બેઠે બેઠે પોતાની ભકિત-મયી પત્ની તરફ પ્રેમમયી આંખોથી જોઇ રહ્યો છે. કાલ સુધી તે પોતાની પત્નીની બાહ્ય સૌન્દર્યનીજ શોભા જોઇ રહ્યો હતો; પણ આજે તો તેનું આત્મિક સૌન્દર્ય જોઇ રહ્યો છે.

વૃદ્ધા તુલસીનું ઘર એક ગલ્લીમાં હતું. ગાડી સડક ઉપર જઇને ઉભી રહી. બંને પતિ પત્ની નીચે ઉતર્યાં. લાકડીના ટેકે અને સત્યબાલાના હાથના ટેકે ચાલતો વ્રજલાલ બાબુ તુલસીને ઘેર પહોંચ્યો. તુલસીએ રૂપીઆ લીધા અને બન્ને હાથ પ્રસારી આશીર્વાદ આપ્યો-"બેટા! મા દુર્ગાજી તમારૂં કલ્યાણ કરો!"

વરસાદ પછી વૃક્ષોનાં પાંદડાં ખીલી ઉઠે તેમ આશીર્વાદ અપ્યાં પછી તેનું મુખ આનંદથી ખીલી ઉઠયું.

* * *

વ્રજલાલ બાબુને બીજે દિવસે તો ઘણોજ આરામ થઇ ગયો. જ્યાં ભગવતીની કૃપાવૃષ્ટિ થઇ ત્યાં પછી શી વાર લાગે! આજે વ્રજલાલ બાબુ પથારીમાં ટેકે બેઠો છે તેવા સમયે તેનો મીત્ર ગોરેલાલ પણ આવી પહોંચ્યો. પોતે કરેલા

અપરાધ માટે તેણે ક્ષમા માગી અને લઇ ગએલા ત્રીસ રૂપીઆ પાછા આપ્યા.

ગોરેલાલના ગયા બાદ વ્રજલાલ બાબુ તે રૂપીયા લેઇને ઘરમાં ગયો અને તેણે સત્યબાલાના હાથમાં આપતાં કહ્યું, "આ લો તમારા રૂપીઆ. ગોરેલાલ આપી ગયો છે."

"એ રૂપીઆ મારા નથી. તે તો વૃદ્ધ માજી તુલસીબાઇના છે."

"પણ માજીના તો પુરેપુરા રૂપીઆ આપી દીધા છે ને?"

"આપી દીધા તેથી શું થઇ ગયું? આ તેમના આશિર્વાદની ન્યોછાવર છે! માટે તે રૂપીઆ કાં તો માજીને પહોંચાડો કે કાં તો મા-દુર્ગાને પહોંચાડો."

"પણ પછી કાનના વિંટલા કયાંથી આવશે? તારી પાસે હવે એકે દાગીનો તો છે નહિ?"

"દાગીનો નથી તેથી શું થઇ ગયું? સાચો શણગાર મેં મેળવ્યો છે એટલે બસ છે."

× × ×

પોતાને નવું જીવન મળ્યા પછી વ્રજલાલ બાબુ ઘણોજ ભકિતવાન બન્યો. સત્યબાલાની સ્થિતિનું તો પૂછવુંજ શું હોય! તેણી તો હવે જાણે કાયમ નવરાત્ર કરતી હોય તેમ કેવળ કંદમૂળ પરજ રહેવા લાગી. ગૃહકાર્યમાં લાગતાં પહેલાં પ્રભાતે વહેલી ઉઠીને ભગવતીની પૂજા કરતી. તેના

ઘેર મા–દુર્ગાની સેવા તેમની શકિત પ્રમાણે ઘણીજ વધી પડી. બંને પતિ પત્ની ભગવતી ભકિતમાં ઘણાંજ દૃઢ બન્યાં.

જગદંબા ભગવતી પોતાના પ્રિય ભકતોની ભકિત જોઈ તેમના પર અત્યંત પ્રસન્ન રહેવા લાગી. સત્યબાલા માની વાણી જે હૃદયમાં સાંભળતી હતી તે હવે સ્પષ્ટ સાંભળીને મા–દર્શન મેળવવાને ભાગ્યશાળી બની.

**ધન્ય હો ભકતનારી સત્યબાલાને !**



# ૧૧–રામિણી



પારસમણિ સ્પર્શથી લોહ સુવર્ણ બને છે તેમ સંતોના સહવાસથી માયામાં રચી રહેલા માનવોનાં હૃદય માયાથી વિમુખ બની ભકિતભાવવાળાં થાય છે. આજ પ્રમાણે બંગાળના મહાન શકિતભકત શ્રી ચંડીદાસના સહવાસથી એક અભણ બાલિકા ભગવતી ઉપાસક બની. એટલુંજ નહિ પરંતુ તેની ભકત–સ્રીકવિ બની હતી.

આ ભકતનારીનું નામ રામિણી. તે ધોબી જ્ઞાતિમાં જન્મી હતી. બાલ્યવયમાંજ તેનાં માત–પિતા ગુજરી જવાથી તેણી એક ભટકતી ભીખારણ બની. એક દિવસ એ ભૂખી તરસી નિરાધાર અવસ્થામાં ફરતી ફરતી બંગાળ પ્રાંતના વાંકુડા જિલ્લામાં નાન્નુર ગામમાં ભગવતી વિશાલાક્ષી દેવીના મંદિરના બારણા આગળ આવીને ઉભી રહી. આ સમયે મંદિરના પૂજારી તરીકે ભકતરાજશ્રી ચંડીદાસ હતા.

ઉનાળાના સખત તાપમાં, તેનું મુખ લાલચોળ થઈ ગયું હતું; આંખમાંથી ચોધાર અશ્રુ વહી રહ્યાં હતાં. તેની આવી દીનદશા જોઈને કોમળ હૃદયના ચંડીદાસને તેના ઉપર દયા ઉપજી. તેમની દૃષ્ટિએ અત્યારે તેમને જાણે મા ભગવતીજ બાલિકારૂપમાં આવીને ઉભી રહી હોય, તેમ તેણી દેખાઇ. તેમણે ગદ્ગદીત કંઠે પૂછયું,

"મા ! કેમ રૂદન કરી રહ્યાં છો ? આવો પધારો મંદિરની અંદર."

જેને આંગણા આગળ પણ ઉભા રહેવાનો અધિકાર નથી હોતો તેવી ભીખારણને વિનયપૂર્વક અંદર આવવાની રજા મળતાં તેનો બળતો આત્મા શાંત થયો. "મહારાજ ! હું ગરીબ ભીખારણ છું. માટે મને અંદર આવવાનો અધિકાર ન હોય ! "

"તું ભીખારણ છે તેથી શું થઇ ગયું ? મારી આંખોએ મારી આ માતાનું તું એક સ્વરૂપ છે, માટે ગભરાયા સિવાય અંદર આવ."

મહારાજના આગ્રહથી બીતી બીતી ભીખારણ મંદિરના આગલા ખંડમાં બેઠી. ચંડીદાસે તેને પાણી પાઇને શાંત પાડી. થોડું ખાવાનું હતું તે પણ આપ્યું. ઘણા દિવસની ભૂખી બાલિકાએ અન્નપાણી લેઇ પેટમાં બળતા અગ્નિને શાંત કર્યો. ખાઈ રહ્યા પછી તેણી ઉપકાર માનતી બોલી; "મહારાજ ! આવી રીતે આજસુધી મને કોઈએ બોલાવીને ખવડાવ્યું નથી. આજે આપે મને જીવતદાન આપ્યું છે." આમ આભાર માનતી બાલિકા ત્યાંથી ઉઠીને જવા તૈયાર થઈ. ચંડીદાસ તો તેણી જમતી હતી ત્યારથીજ તેના તરફ એકી નજરે નિહાળી રહ્યા હતા. જાણે ધ્યાનાવસ્થામાં હોય તેમ તેમની દશા થઇ ગઇ હતી ! તેણી ઉઠીને ચાલવા લાગી ત્યારેજ તેમને ખ્યાલ આવ્યો. તેમણે બાલિકાને રોકતાં કહ્યું, "તું હવે કયાં જઇશ ? "

"કોઇ ઝાડની છાયા તળે સૂઇ રહીશ. અને પછી મારૂં નસીબ જયાં લેઇ જશે ત્યાં ચાલવા માંડીશ." બાલિકા બોલતાં બોલતાં રડી પડી.

"શા માટે રડે છે? તારે હવે કોઇ જગ્યાએ જવાની જરૂર નથી. આ માનું મંદિર છે. હું માની પૂજા કરૂં છું તેમ તું પણ મંદિરનું વાસીદુ વગેરે કામ કરજે. તે પણ માનીજ સેવા છે. મા તને ખાવાનું આપશે." ચંડીદાસે તેને આ પ્રમાણે આશ્રય આપ્યો.

+ + +

રામિણી મંદિરની દાસી તરીકે રહી. અને બે વખત દેવીનો પ્રસાદ જમીને ત્યાંજ દિવસ ગાળવા લાગી. તેણી થોડા દિવસમાં તો એવી હોશિયાર થઇ ગઇ કે તેનું કામકાજ મંદિરના બીજા માણસોને પણ પ્રિય થઇ પડયું. ચંડીદાસે તેના પ્રત્યે અનહદ પ્રેમભાવ રાખીને તેને લખતાં વાંચતાં શીખવાડયું. ધીમે ધીમે તે વયમાં વધતાં બાલિકા મટી પંદર વર્ષની યૌવના બની. યૌવનમાં પગ મૂકયા છતાંએ તેના મુખમંડળ પર નિર્દોષ બાલિકાનોજ ભાવ તરી આવતો હતો.

ચંડીદાસના પ્રયત્નથી અને તેમના સંગથી રામિણી ભગવતીની ભકિત કરતાં પણ શીખી. ઘણાં સંસ્કૃત સ્તોત્રો તેને કંઠસ્થ થઇ પડયાં એટલુંજ નહિ પણ તે ભગવતીનાં નવાં નવાં સ્તોત્રો રચવા લાગી. જગદંબાએ જાણે

તેની જીભપર વાસ કર્યો હોય તેમ ભલભલા વિદ્વાનોને પણ શરમાવે તેવાં પદો તેણી રચવા લાગી.

મંદિરના કાર્યમાંથી સમય મળતાં તે ભગવતીની ઉપાસના કરતી. હરતાં ને ફરતાં તેની જીભે જગદંબાનાં ગુણગાનનાં ગીત તો ચાલુજ હોય! રામિણીનો સહવાસ ચંડીદાસને પણ ઘણો પ્રિય થઇ પડયો. તેના પરની પ્રીતિ અત્યંત વૃદ્ધિ થવા લાગી. માના આ બે પ્રેમીઓના કંઠમાંથી મીઠો મધુરો ભકિત–ભાવ ભર્યો સ્વર નીકળતાં મંદિરનું વાતાવરણ શાંત બની જતું અને મા જાણે તેમનાં ગીત સાંભળતી આનંદમાં હસી રહી હોય તેવો તેના મુખ પરનો પ્રેમ–પ્રકાશ જણાતો.

આ બંને ભકત–પ્રેમીઓને નિહાળી કેટલાક આનંદ પામીને ધન્ય ધન્ય કહેતા તો કેટલાક ઇર્ષાખોર માનવીઓના હૃદયમાં બળતરા થતી. 'એક ધોબી બાલિકા આટલે દરજ્જે પહોંચી ગઇ!' તે ઇર્ષાથી મંદ બુદ્ધિના માનવોએ 'ચંડીદાસ રામિણી ઉપર પ્રેમાસકત છે.' તેવી ખોટી અફવા ઉડાડી. ધીમે ધીમે આ પવન આખા ગામમાં ફેલાયો.

સમયની બલિહારી છે. જે રામિણીને તેમણે આશ્રય આપ્યો હતો તે રામિણી પ્રત્યેના દોષારોપણને લીધે ચંડીદાસને છેવટે મંદિરનો ત્યાગ કરવો પડયો.

ચંડીદાસના ગયા પછી રામિણીએ અન્નનો ત્યાગ કર્યો ને તેણી ફકત ગાંડાની માફક માની સન્મુખ બેસી રહેવા લાગી.

ચંડીદાસ ગામ બહાર એક ઝુંપડી બાંધીને રહેવા લાગ્યા. ગામના મુખી તરફથી સખત હુકમ હોવાથી ચંડીદાસને કોઈ અનાજ સરખુ આપતું નહિ જેથી તેમને ઘણા દિવસના ઉપવાસ થયા. આ બાજુ રામિણી પણ અન્નશન વ્રત આદરી બેઠી છે.

માના આ ભકતોના ત્રણ ત્રણ દિવસના ઉપવાસ થતાં ભગવતી દયાળુ દેવી શાંત બેસી રહે ખરી કે ? દેવીએ રાત્રેજ ગામના મુખીને સ્વપ્ન આપી ભકતોની નિર્દોષતા જાહેર કરી તેમજ મંદિરના બીજા માણસોને પણ સ્વપ્નદ્વારા જણાવ્યું, કે, "જો તમે ચંડીદાસને મારા મંદિરમાં નહિ લાવો તો સર્વનાશ થઈ જશે" આજ રાત્રે રામિણીના શીરપર અદ્દશ્ય રીતે મા હાથ મૂકી ગયાં, ને તેની નિશાની પણ મૂકતાં ગયાં. રામિણી ધ્યાનસ્થમાંથી જાગ્રત થઇ. તેના હ્દયમાં પણ મા કંઇક કહી ગયાં જેથી તેની મુખમુદ્રા પર આનંદ છવાઇ ગયો.

પ્રાતઃકાળ થતાં ગામ લોકો મુખીના કહેવાથી રામિણી સાથે ચંડીદાસને તેડવા ગયા. ભકતના ચરણોમાં પડી સર્વએ તેમની ક્ષમા માગી. તેઓની સાથે ચંડીદાસ મંદિરમાં પાછા આવ્યા.

× × ×

ભકત ચંડીદાસના વધુ સહવાસથી ને જગદંબાની કૃપાથી રામિણી શકિત–સાધનામાં પૂર્ણતા મેળવી ને જગદંબાનો સાક્ષાત્કાર પણ કરી શકી.

ચંડીદાસ પ્રત્યે તેનો ઘણોજ પૂજ્યભાવ હતો. તેના પહેલાં ચંડીદાસનું મૃત્યુ થયું. તેમનું ચિતામાં શયન થયું તે સમયે રામિણીએ ઉન્મત થઈને એક હૃદયદ્રાવક ગીત ગાયું હતું.

*  *  *

રામિણીના સંબંધમાં ચંડીદાસ કહે છે કે, "તાહાર પિરીતી જગતે નહિ ઉપમા" તેની પ્રીતીનો જોટો જગતમાં મળે એમ ન હોતું. આજ પ્રમાણે ચંડીદાસના શુદ્ધ પ્રેમનો પરિચય રામિણીના લખેલા અનેક પદો ઉપરથી મળે છે.

ચંડીદાસ અને રામિણીના પ્રેમમાં કોઈપણ જાતનો વિકાર નહોતો. એ વાતની સાક્ષી તેનાં રચેલાં બંગાળી પદોમાંથી સારી પેઠે મળી આવે છે. પ્રેમભક્તિની નિર્મળ જ્યોતિથી રામિણી ધોબણે પોતાના ચરિત્રને ધોયું હતું. તેણીએ ભગવતી ભક્તિથી પોતાના જીવનને સફળ કર્યું હતું. તેમજ તેની ભક્તિભરેલી પ્રેમલ વાણી આજે અનેકને તે પ્રત્યે દોરી રહી છે.



# ૧૨–જનીબાઈ



જેમ રામકૃષ્ણ પરમહંસદેવના જીવનચરિત્ર પરથી એ ભકતનારીનાં આછાં જીવનો આપણે જાણી શકીએ છીએ તેમ મહાગુજરાતમાં થઇ ગએલા પરમ ભકતરાજ મીઠુ મહારાજના જીવન પરથી આ ભકતનારી જનીબાઇના જીવનની ઝાંખી આપણે કરી શકીએ છીએ.

રામિણીની માફકજ આ જનીબાઇ ભકત–સ્ત્રીકવિ હતી. તેણે શકિત સંબંધી ઘણીજ ગરબીઓ અને પદો રચેલાં છે.

પોતાના ધર્મમાં–પથમાં–રસમાં તરબોળ થઇ જવાથી પોતાનું વ્યકિતત્વ ભૂલી ગયેલી આ ભકતનારીને લોકો પોતાનું નામ જાણે એનીયે તમા નથી જણાતી. એણે પોતાની બધી હિંદી તેમજ ગુજરાતી કવિતા કાલ્પનિક નામ–તખલ્લુસથી લખી છે; એટલે આપણે ન છુટકે એનું ખરૂં નામ જાણ્યા વગર માત્ર તખલ્લુસથી સંતોષાવું પડે છે.

વૈષ્ણવાદિ સંપ્રદાયોમાં જે શ્રી હરિના ખાસ અનન્ય ભકત હોય તે 'જન' કહેવાય છે. આ ભકતનારીએ એજ શબ્દને સ્ત્રીજાતિનો બનાવી, તેને પોતાના તખલ્લુસ તરીકે વાપર્યો છે. પોતાનાં સઘળાં કાવ્યોમાં અંતે 'જની' એટલુંજ પોતાને માટે કહે છે. આ બાબતમાં બીજું પણ કહેવાનું

છે. જનીબાઇ એવું સ્ત્રીઓનું નામ પાડવામાં પણ આવે છે. એટલે 'જની' એ માત્ર તખલ્લુસ છે કે એનું ખરૂં નામ છે, તે ચોક્કસ કહી શકાતું નથી.

*　　*　　*

જની બ્રાહ્મણકુળમાં જન્મી હતી તેમ કહેવાય છે; પરંતુ તેનો જન્મ કયારે થયો તે જણાતું નથી. એની કવિતામાં સંવત ૧૮૫૫માં ગુરુનું દર્શન થયું અને ત્યારપછી તેણે શક્તિ-સાધના ઘણી કરી. સં. ૧૮૬૦ માં તેને યુગલ-રૂપ અર્ધનારીશ્વરનું દર્શન થયું. સંવત ૧૮૬૮માં તેણે ભગવતી બાલાની ઉપાસના કરી બાલા-દર્શન મેળવ્યું અને પોતે સંવત ૧૮૬૮ના પોષ વદ તેરસ અને રવિ-વારને રોજ રશ્મિરૂપે ભળી ગઈ-મરણ પામી; એટલી સાલવારી નીકળે છે.

જનીની કવિતામાં ઠેકાણે ઠેકાણે અજપા, અર્ધનારીશ્વર, અકુળ, અંતન્યસિ આનંદ, ઉન્મતી, કામકલા, માયા, ભૈરવ, ભૈરવી, નિત્યા, માતૃકા, શ્રીચંદ્ર, શ્રીપુર, શક્તિ, સામરશ્ય એવા એવા શબ્દો ઉભરાઈ આવે છે. તેમજ એમની કવિતા આપણા શક્તિ ધર્મને અંગેજ લખાઇ છે.

'જની' ભગવતીની પરમ ઉપાસક હતી. તેણી શક્તિની ઉપાસક તરીકેજ બહાર ઓળખાઇ છે. તેણે પોતાની કવિતામાં પોતાને માટે કશું લખ્યું નથી, પરંતુ તેના ગુરૂ મહારાજ મીઠુ મહારાજના સંબંધમાં આખુ જીવનચરિત્ર રસભર્યું વર્ણવ્યું છે.

જનીના ગુરૂએ વિંધ્યની એક ગુફામાં અષ્ટભુજાની ભક્તિ અને ધ્યાનનો આરંભ કર્યો હતો. તેઓ અન્નજળ ત્યાગીને દૃઢાસને ધ્યાનનિમગ્ન થયા હતા. એમ કરતાં અગિયાર દિવસ વહી ગયા, ત્યારપછી બારમા દિવસે તેમને ભગવતી પ્રસન્ન થયાં હતાં. ત્યાર બાદ તેઓ પોતાને ગામ મહિસા પુનઃ પધાર્યા. ને પોતાનો શક્તિપંથ તેમણે ચલાવ્યો હતો. આ સમયે જનીબાઇનો તેમને મેળાપ થયો હતો.

જનીબાઇનો વધુ વૃત્તાંત ન મળવાથી તેમની કવિતાનો એક નમુનો આપી આ ચરિત્ર સમાપ્ત કરીશું.

*

માયા તે રંગમાં રમાડે, સખી જુઓ માયા તે રંગમાં રમાડે;
નિષ્કામિકને પરમ સુખ અરપે, સકામિકને ભમાડે.
વિષયી જીવન રાત્રી તુલ્ય દેખે, મુક્તિને દિવસ તે દેખાડે;
મુમુક્ષુને વળી રાત્રી ને વહાણું, એવી માયા તે સમજણ પાડે.
પ્રેમીને વળી પોતે પ્રેમ દેખાડે, સકામીને નાખે ખાડે;
'જની'ને તે ત્યારે પ્રસન્ન થઈ છે પિયુના પદને પમાડે.



# ૧૩–દિવાળીબા



આ જેના જીવનની ઝાંખી છે. તે મારાં પૂજ્ય સ્વ. માતુશ્રીની છે. ભકતનારીઓના જીવનચરિત્રો રજુ કરતાં કોઈ દૈવી પ્રેરણાથીજ તેમના જીવનની ઝાંખી મારી ભકતમાતા તરીકે રજુ કરૂં છું.

દિવાળીબાની જન્મભૂમિ અમદાવાદ જીલ્લાના આંબારેલી કે જેના સંબંધમાં માનો મહિમા ભાગ ૧ લા માં'અંબારેલી' તરીકેની એક ભકતગાથા પ્રસિદ્ધ થઈ ચૂકી છે તે ગામમાં ને તે કુળમાંજ થયો હતો. તેમના પિતાશ્રી અત્યંત ગરીબ હતા. દિવાળી બા દુઃખમાંજ જન્મ્યા હતાં. તેમની માતા છ માસનાં મૂકી મૃત્યુ પામી હતી. તેમની બાલ્યાવસ્થામાં એક અલૌકીક ગુપ્ત ઘટના છે. જો કે આ ઘટના તેમણે ગુપ્ત રાખવા કહેલ પરંતુ તેમનું લાલન પાલન કોના હસ્તક થયું હતું તે જાણવા પૂરતુંજ જણાવું છું. આજની દુનિયા ભલે તે ન માને, પરંતુ મને મારી માતાના વચનો પર પૂર્ણ વિશ્વાસ હતો.

તેમના પિતાશ્રી જગદંબાના પરમ ભકત હતા. સાથે સાથે સાધન માર્ગમાં પણ પ્રવિણ હતા. તેમણે દિવાળીબાના માતાના મૃત્યુ પછી યોગિણી સાધન કર્યું. ને તેમાં તે સફળ થયા. ભકતવત્સલા યોગિણી રોજ રાત્રે પધારતી.

અને ગૃહકાર્ય ગુપ્ત રીતે કરી જતી. દિવાળીબાને નવરાવવાં, તેમનાં માથાં ઓળવાં, તેમજ અન્ય ગૃહકાર્ય એક માતાની સમાન યોગિણી કરી જતી. આ કાર્ય દિવાળીબાની છ સાત વર્ષની ઉંમર થઇ ત્યાંસુધી ચાલવા લાગ્યું. પછીથી તે કોઇ કારણવશાત્ બંધ થયું.

દિવાળીબાના પિતાશ્રીએ બાલ્યાવસ્થામાંજ જગદંબાની ભકિતના સંસ્કાર તેમનામાં સીંચ્યા હતા. તેઓ એકજ શબ્દ–મહામંત્ર કહેતા, "બેટા! તારી મા તો ધાવણી મૂકીને મરી ગઇ હતી. પરંતુ તારૂં લાલનપાલન જગદંબાની કૃપાથીજ થયું છે ને તું જો તેને સંભાળીશ તો તે તારી સંભાળ લેશે."

× × ×

<u>ગૃહસ્થાશ્રમ</u>

દિવાળીબાએ અગીઆર વર્ષની ઉંમરમાંજ પ્રભુતામાં પગલાં માંડી દીધાં. ગરીબને ગરીબ અને ભકતને ભકત મળે. મારા પિતાશ્રીનું કુટુંબ પણ શકિતભકતજ હતું. દુધ સાકરનો સંગમ થયો.

મારા પિતાશ્રીનું સમસ્ત જીવન ભકિતમયજ હતું. સંપત્તિની બાબતમાં પ્રથમ સ્થિતિ ઘણી સારી હતી, પરંતુ ભકિત અને લક્ષ્મીને કદી મેળ બેસે ખરો કે? સંજોગોવશાત્ ફટકો પડતાં તદ્દન નિર્ધન અવસ્થા પ્રાપ્ત થઇ અને યજમાનવૃત્તિ કરીનેજ કૌટુંબિક નિભાવ

કરવા લાગ્યા. ગૃહવ્યવહારમાં તેમનું લક્ષ તદ્દન ઓછું હતું જેથી સમસ્ત ભાર પ્રથમ તો મારાં ગં. સ્વ. માતુશ્રીતુલ્ય કાશીબા જેઓ મારાં માસી અને કાકી થાય છે તેઓ ચલાવતાં. તેમને બાલ્યાવસ્થામાંથીજ વૈધવ્ય પ્રાપ્ત થયેલ હોવાથી સમસ્ત જીવન કૌટુંબિક સેવામાંજ ગાળ્યું અને હજી પણ ગાળી રહ્યાં છે. દિવાળીબાએ ચૌદ વર્ષે ગૃહવ્યવહાર સંભાળી લીધો અને બંને બેનોએ સંપીને સંસારી નાવ ચલાવ્યું.

દિવાળીબા નિત્ય કર્મમાં તેઓ મારા પિતાશ્રીને પૂજાની સર્વ તૈયારી કરી આપતાં પછી પણ પોતે માઈપૂજામાં બેસતાં. જગદંબાની પ્રસાદીથીજ મારા મોટાં બ્હેનનો જન્મ થવાથી તેમનું નામ તેમણે અંબા રાખ્યું. અને આંગણે અંબા પધારી હોય તેમ સર્વ હર્ષિત થવા લાગ્યાં.

પુત્રી પછી પુત્રનો જન્મ થતાં કઇ માતા હર્ષિત નથી થતી? ભવિષ્યમાં પણ દુઃખનો અંત આવશે એ આશાએ પુત્ર માટે માતા શું શું નથી કરતી? મા જેવો પવિત્ર અને સ્વર્ગીય પ્રેમ બીજા કોઇ પણ સંબંધમાં નથી હોતો એ પ્રેમ દુનિયાના સર્વ સંબંધોથી હેઠ છે.

એ માતાએ પારણામાંની સંસ્કૃતિમાંજ ધાર્મિકતાનું અને મા–સેવાનું મારામાં સીંચન કર્યું. પાંચ વર્ષમાં નિશાળે મૂકી ઘેર શિક્ષણ આપવા માટે અક્ષરઅજ્ઞાન માતા શું કરી શકે? ગરીબના બાળકને કોણ ભણાવે? માતાની

મનોવેદના એક સંસ્કારી યુવક જે અમારા મકાનની સ્હામે ભાડે રહેતા હતા તેમણે જાણી. માતાએ એકજ કરગરતો પ્રશ્ન પૂછયો, "મ્હારા કેશવને ભણાવશો ? હું તમારૂં કામકાજ કરીશ." એ યુવકનું હૃદય પીગળ્યું ને મારી સંભાળ કેવળ માતાના એક શબ્દથીજ લેવી શરૂ કરી. આજે પણ તેઓશ્રી એક મામા જેટલો પ્રેમ રાખી રહ્યા છે.

મ્હને અગીઆર વર્ષનો કરતાં કરતાં તો એ માતાએ પોતાની જાતને પારકાં વૈતરાં કરવામાં કસી નાખી.

નિર્ધન અવસ્થામાંએ ગૃહવ્યવહારની સાથે સગાંવહાલાંનો સંબંધ સાધવામાં એવી કાર્યદક્ષતા વાપરી હતી કે જેથી કરીને નજીકના એક કાકાના લીધે પુત્રનું માગુ આવ્યું. વહુઘેલી માતાએ એક કરજ પૂર્ણ કરી બીજુ કરજ ઉભુ કર્યું. પિતાને તો માત્ર માળા અને મંજીરાની ધુન હતી. બીજાની જરૂર તેમને હતીજ નહિ.

## મા'માંશ્રદ્ધા-ભકિત

દિવાળીબાને પૂર્ણ વિશ્વાસ જગદંબા પર પ્રથમથીજ હતો ને તેઓ એ વિશ્વાસેજ જીવનના'વ જગવ્યવહારે ચલાવી રહ્યાં હતાં. મુઠીમાંથી પણ ચપટી અનાજ આંગણે આવેલ અતિથીને આપવું એ તેમનો જીવનક્રમ હતો. કોઇ આંગણેથી ભિક્ષા લીધા વિના પાછું જાય એ એમને કદાપિ રુચતું નહિ.

મારૂં ગુજરાતી શિક્ષણ પૂર્ણ થતાં માતાને તો હોંશ હતી અંગ્રેજી ભણાવવાની પરંતુ માતાને વૈતરૂ કરતાં જોઇ

મારાથી ક્યાંથી ભણાય? છેવટે પ્રેસ નોકરી સ્વીકારી અને બે પાંચ રૂપીઆ મળતાં "આ મારા કેશવની કમાણી! તેનો મા આજે તને થાળ ધરાવું છું."

કોઇપણ નવી વસ્તુ આવતાં તે જગદંબાને ધરાવ્યા પછીથીજ જમતાં. હીંડતે ચાલતે તેઓ અંબાનું રટણ કરતાં એટલુંજ નહિ પણ પાડોશીઓના દુઃખ માટે પણ તે પોતાના ઘરમાં બીરાજેલી જગદંબાને ઘીનો દીવો અને નાળીએરની બાધા માનતાં ને તે પોતાના પૈસે કરતાં.

પુત્રને નોકરી મળતાં માતાનું હૃદય આનંદથી કેટલું ઉભરાય છે તે તો ગરીબ જનનીના હૃદયો સિવાય અન્ય કોણ જાણે? તે માતુશ્રીને કેટલીક વિનવણી કર્યા બાદ પારકુ વૈતરૂ કરવાનું તે સમયથી તેમણે મૂકી દીધું. મારા મનમાં સાચો થાળ તો જનનીને એ ધરાયો હતો કે જેથી જનની અને જગતમાતા બંને પ્રસન્ન થયાં.

ઘરમાં કોઈ માંદુ થાય તો વૈદ ડોકટરને ત્યાં ન જતાં કેવળ જગદંબાને પ્રાર્થના કરવી. એ નિયમ દિવાળીબાનો ખાસ હતો. તેમની જગદંબા પર અટલ અચલ શ્રદ્ધા હતી. ને ખરેખર તેમની પ્રાર્થનાથી અનેક વખતે માંદા પડેલાં અમો બાળકો સાજાં થયેલાં. તેમની પ્રાર્થનાના અનેક ચમત્કારો ઘરમાં, કુટુંબમાં તેમજ પાડોશીઓને પણ મળ્યા છે. ને તે બીજનું સીંચન તેમણે મારામાં બાળપણથીજ કરેલ છે.

એકજ સૂત્ર વખતો વખત કહેતાં "બેટા! તારી સંભાળ લેનાર મા–અંબા છે. બીજું તારૂં આ જગતમાં

કોઇ નથી." કેટલીક વખત તેઓ ભકતોનાં ચરિત્રો કહેતાં ને જેમ બને તેમ જગદંબાપર મારી વધુ શ્રદ્ધા બેસે તેવા પ્રયત્નો કરતાં.

આચાર વિચાર પોતે પાળતાં એટલુંજ નહિ; પરંતુ મરતાં સુધીએ દરેકને પળાવતાં રહ્યાં. મનુષ્ય જન્મમાં બ્રાહ્મણ યોનિમાં જગદંબાએ જે જન્મ આપ્યો છે તેનું પૂરેપુરૂં ભાન તેમણે કુટુંબને કરાવ્યું છે.

## મા'ની મંત્રદિક્ષા

સુખના દિવસોની શરૂઆત થતામાંજ મારા પિતાનો સ્વર્ગવાસ થયો. વૈધવ્ય અને કષ્ટનો મહા ભાર દીવાળીબાના શીરપર આવી પડયો. પિતાએ પણ મરતાં વારસામાં બે મહા અમૂલ્ય સૂત્રરત્ન સોંપ્યાં. "ભાઈ! અતિથીને આપવું અને મા'ની ભકિત કરવી. તે તમારૂં પૂરૂં કરે છે ને કરશે."

એક પ્રસંગે મને વધુ કમાવાની ઇચ્છા થતાં મુંબાઇ જવાની ઇચ્છા થઇ. માતાની આજ્ઞા મળે તેમ નહોતી જેથી રાત્રીએ છુપી રીતેજ મુંબાઈ પલાયન કર્યું. પરંતુ પુત્ર વિયોગે માતાએ અન્નજળનો ત્યાગ કરેલો હોવાથી માતાની હૃદય વેદનાએ મારા મગજને ભ્રમિત બનાવ્યું અને ત્રીજા દિવસેજ માતાના ચરણોમાં હાજર થવું પડયું.

ઉપરના પ્રસંગ પછી એ જનનીમાં અનહદ પૂજ્યભાવ પેદા થયો અને નિત્યની દેવસેવામાં તેમનું પૂજન કરવા લાગ્યો. રાત્રિદિવસ જગદંબાનીજ લગની લગાડનાર

એ પરોપકારી માતાનું પૂજન કરતાં તેમનું હૃદય ભરાઇ આવતું અને હંમેશાં એકજ સુત્ર કહેતાં "ભાઇ! હું તો તારી જુઠ્ઠી માતા છું. તારી સાચી માતા તો એ અંબા છે. તેનું તું એક ચિત્તે પૂજન કર અને પ્રેમે કરીને તેને મેળવ." માતાના આ આશિર્વાદ મને ફલીત થવા લાગ્યા. એકવીસમા વર્ષે જગદંબા પ્રેમમાં તલ્લીન થવાનો માર્ગ એ માતુશ્રીએ બતાવ્યો.

મારા પચ્ચીસમા વર્ષે મા-પ્રેમમાં જગતદષ્ટિએ ગાંડા ગણાતાં શુદ્ધિ લાવનાર એ મારાં માતુશ્રીજ હતાં. તેમના શબ્દોમાં એક એવી અજબ શકિત હતી કે જે તુર્તજ ફલીત થતી.

<u>માંદગીના બીછાને</u>

દિવાળીબાએ તેમની પર વર્ષની જીંદગીમાં માત્ર દશકોજ સુખ ભોગવ્યું. ત્યારપછી વનમાં પ્રવેશ કરતાં દૈવસંજોગે ઉંદર કરડયો ને માંદગીના બીછાને પડયાં. આ ગંભીર માંદગી એક વર્ષ સુધી ચાલી- અનેક ઉપચારો અને વૈદ ડોકટરોની દવા તેમની ના હોવા છતાંયે કરતાં છેવટે સં. ૧૯૯૧માં મૃત્યુ નજીક પહોંચેલાં માઇકૃપાથી બચ્યાં પરંતુ પથારીવશજ રહ્યાં. આ પ્રસંગે એક ચમત્કારિક પ્રસંગ ઉપસ્થિત થયો.

અચાનક મારો સંસાર પરનો વૈરાગ્ય ગુપ્ત રીતે ગૃહત્યાગ, પછી આખી રાત્રી સુધી મહિસાગરના કોતરડામાં ભટકવું,

રસ્તો ન સુઝવો, પડી જવું, કુદરતી ગાઢ નિંદ્રા, દિવ્ય તેજનો પ્રકાશ, ઝબકીને જાગવું, પ્રકાશમાં દિવાળીબાનું સ્વરૂપ દર્શન, પછીથી ગાલપર સખ્ત તમાચો વિગેરે ચમત્કાર બનતાં રાત્રીએ ને રાત્રીએ મારે એક વસ્ત્રે ગૃહ તરફ બેભાન અવસ્થામાં પગે ચાલતાં નડિઆદ આવીને માતુશ્રીના ચરણમાં હાજર થવું પડ્યું. ખરેખર પુત્ર કુપુત્ર થાય પણ માતા કદાપી કુમાતા થતી નથી. "બેટા સંસાર ત્યાગ કરવો સ્હેલો નથી ! અને તું શું ત્યાગી શકે તેમ છે? જ્યાંસુધી જીવનમાં ખાવા પીવાની જરૂર છે, શરીરની દરેક ઇન્દ્રીયો કામ કરી રહી છે ત્યાં સુધી એક સંસાર મુકી તું બીજો સંસાર ઉભો કરીશ. તેના કરતાં આ છે તે માનુંજ છે તેમાં રહી માની સેવા કર." આ તેમનું વાકય હતું.

દિવાળીબાને માંદગીમાં પાછો વધારો થયો અને છેવટે સં. ૧૯૯૩ ના માગશર સુદી ૧૦ ના રોજ તેમનો આત્મા માઇધામ પહોંચ્યો.



# શ્રી શક્તિ સાહિત્ય મંદિરની પ્રવૃત્તિઓ

: ધ્યેય–ઇશ્વર પ્રત્યેની મા–ભાવનાનો ભકિત પ્રચાર :

:: સાહિત્ય પ્રવૃત્તિ ::

**૧ શકિત "ગ્રંથમાળા"**

- આ માળાનું વર્ષ શ્રાવણ સુદ ૧૫ થી શરૂ થાય છે.
- પુસ્તકોદ્વારા ભકિતરસનું વાંચન મળે છે.
- વા. લવાજમ: રૂ. ૧) પો. ખ. સાથે.
- લવાજમ પ્રથમ પુસ્તક સમયે જ લેવામાં આવે છે.

**૨ "શકિત" માસિક:**

- પ્રત્યેક માસની પૂર્ણિમાએ માસિક–પત્ર પ્રકટ થાય છે.
- વર્ષ આસો સુદ ૧૫ થી ભાદરવા સુદ ૧૫ નું ગણાય છે.
- વાર્ષિક લવાજમ: રૂ. ૨) પો. ખ. સાથે.
- ચૈત્ર માસમાં દળદાર ખાસ અંક આપવામાં આવે છે.

**૩ શકિત "પુસ્તકમાળા:"**

- વર્ષમાં ગમે ત્યારે છૂટક પુસ્તક પ્રગટ થાય છે.
- અગાઉથી ગ્રાહક થનારને ઓછી કિંમતે મળે છે.

**૪ શકિત "પુષ્પમાળા:"**

- મંદિરના વર્ષ સાથે શ્રાવણથી જ વર્ષ ગણાય છે.
- વિના મૂલ્યે નાનાં પુસ્તકો વહેંચવામાં આવે છે.

**૫ શકિત "પુતકાલય:"**

- આ વિભાગદ્વારા શકિત સાહિત્યનાં બીજાએ પ્રગટ કરેલાં પુસ્તકો મંદિરની ઑફીસે છૂટક કિંમતેથી વેચવામાં આવે છે.

:: અન્ય પ્રવૃત્તિ ::

**મા–મંદિર** **માઇ મંત્ર મહાયજ્ઞ**

# પ્રાર્થનાનો મહિમા



**પ્રાર્થના** એ નિત્યકર્મ બનશે ત્યારે મનુષ્ય જન્મનું સાર્થક થશે.

**પ્રાર્થના** એટલે માઇ પાસે આપણી અપૂર્વતાની કબુલાત અને પૂર્ણ બનવાની યાચના.

**પ્રાર્થના** એટલે માઇની અનંત સત્તાનું ભાન, કે જેના વિના એક તણખલું પણ ન હાલે, આમ સમજી અહંકારનો નાશ કરવાની માગણી અને પ્રયાસ.

**પ્રાર્થના** એટલે દોષોની, પાપની પશ્ચાત્તાપ પૂર્વક અરજ.

**પ્રાર્થના** એટલે માઇના દિવ્ય ગુણોનું સ્મરણ, ચિંતન, મનન, ધ્યાન અને તેવા ગુણો પ્રાપ્ત કરવાની ધગશ.

**પ્રાર્થના** એટલે માઇ પાસે સતત્ તાર બાંધી રાખવાની યોજના.

**પ્રાર્થના** એટલે માઇ સર્વવ્યાપક છે. તેનાથી છાનું કંઇ નથી, સર્વની સાક્ષી એ છે, એની ખાત્રી કરી લેવી અને હૃદયમાં **માઈ નામ** કોતરાવી રાખવું.

**પ્રાર્થના** એટલે ટૂંકમાં સત્‌સમાગમ્. વિવેક, વિચાર, હૃદયની આર્તવાણી માઇ પ્રાર્થના માટે સાચી તાલાવેલી, તીવ્ર ઉત્કંઠા, ધગશ, સાચી વ્યાકુળતા અને સતત જાગ્રત તથા અવિરત અભિપ્સા.

**પ્રાર્થના** સમયે ચિત્તનો વિરોધ કરવા સતત અભ્યાસ કરવો. ધીરજ અને ખંતથી નિરોધ પૂર્ણપણે થઈ શકશે. કાયરતાને ત્યજવી, માઇના દર્શનની અભીરૂચી ઉત્પન્ન કરવી અને અન્ય સર્વ સંબંધો, વ્યવહારો, વિચારો વિગેરેને દૂર કરવા તથા છેક માઇના સ્વરૂપની ઝાંખી કર્યા કરવી, આમ કરતાં ચિત્ત ઠેકાણે આવશે.



